# મુનીપતી ચરીત્ર.

છપાવનાર.

શ્રી જૈન જ્ઞાનોદય સભા તરફથી

શા. સુખલાલ વી. કલાણજી.



પ્રત. ૧૦૦૦

આવૃતી પહેલી.



અમદાવાદ-આર્યોદય પ્રેસ.



કીંમત રૂ ૦-૪-૦

૪૫૨૯

# અથ શ્રી મુની પતી રાજરૂખીનો ચરીત્ર.

॥ શ્રી જીનાય નમો નમઃ ॥

પ્રણીપત્યં પાર્શ્વનાથ–નત્વા સદગુરૂ મેવાચ–મુંણીપતી ચરીત્રસ્ય ક્થ્યંય બાલ બોધય. ૧ ઇંહાં ત્રેવીસમાં શ્રી પાર્શ્વનાથ તીર્થંકર અષ્ટ ભયનીવારક સુખના કરણુહાર દુઃખ પાપનો નીવારક તેહને નમસ્કાર કરીને તથા ગુરૂ ગ્નાંનનાં દાતાર લઘુને વૃધનાં કરનાર મુરખને પંડીતના કરણુહાર અબોધ જીવને પ્રતીબોધનાં દેણુહાર એવા ગુરૂને નમસ્કાર કરીને શ્રી મુંનીપતી રાજરૂખીનો સબંધ ચરીત્ર ક્થાનીક બાલાબોધ કહું છું. અત્ર જંબુનામાં દ્વીપને વીશે દક્ષીણાર્ધ ભરતેં મુનીપતીકાર્ધ એહવે નામે નગરી છે, તે મહા સોભાગ્યવંત ઇંદ્રપુરી સરખી લક્ષમીવંત નગર સોભે છે. તે નગરને ન્યાયવંત સત્રુનો જીપક ન્યાય ધર્મનો પાળક બંહોતેર કળાનોજાંણુ એહવો મુનીપતી નામે રાજા રાજ્ય કરે છે. તે બત્રીસ લક્ષણેકરી સોભીત ન્યાયે કરી પ્રજાને પુત્રનીપેર પાળનાર તેહને ઘરે પૃથ્વી નાંમે પટરાણી છે. સીળરતને કરી સોભીત પતીવ્રતા ધર્મની પાળનારી રૂપે કરી ઇંદ્રાણીસમાન એહવી પટરાણી છે. તેહને મણીચંદ્ર નામે પુત્ર સકળ કળાનો જાણ વીનયવંત દયાવંત એહવો મણીચંદ્ર નાંમે પુત્ર છે. એહવી રીતે મુંનીપતી રાજા રાજ્ય કરે છે. રાજ નીતીનો જાણ સુખે રાજ કરે છે. એહવે એકદા સમયે રાજા

ભુવને ગોખે બેઠો રાણી પાસે મસ્તક જોવરાવે છે. તે જોતાં થકાં મસ્તકમાં એક પળી દીઠો, તેવારે રાણી કહેછે હે રાજા તુમારા ભુવનમાં દુત આવ્યો. તે સાંભળીને રાજા કહે, તે કયાં છે, મુજને દેખાડો જે માટે માહારી આજ્ઞા વીના ઇંહા આવ્યો તે દેખાડો તે વારે રાણી કહે છે, હે રાજન તે દુત આવ્યો છે, તે બીજો દૂત છે, એતો બાહ્ય દુત છે. એતો તમારા તન ભુવનમાં દુત આવ્યો છે. તે જરા રાજાનો મુક્યો થકો ઇંહા તુમને જણાવવા વાસ્તે આવ્યો છે, તે વાળાગ્ર દેખીને રાજા મનમાં વીચારવા લાગ્યો. જે ધીકાર હો મુજને જે માહરે પીતા તથા વડ પીતા તે જરા આવ્યા પેલા સંસાર મુકીને દીક્ષા લઇને સુભ કારજ કર્યાં. અને હું મુરખ જે વૃધ થયો પણ સસાર મુકતો નથી, તે માટે કોઈક જ્ઞાની મળેતો પુત્રને રાજભાર સોંપીને સંજમ ગ્રાહક થાઉ એમ વીચારીને રાજા રાજ કચેરીમાં આવ્યો, એહવે સમયે અસોકવનમાં શ્રી ધર્મ ઘોષસુરી આવ્યા, તેટલે વનપાળકે જઈને રાજાને, સુરી આવ્યાની વધામણી દીધી તે સાંભળીને રાજાએ વનપાળકને પંચાગ પસાય વસ્ત્ર પાત્ર મણી માણેક ઇત્યાદીક સાડીબાર કોડી સોનૈયાનો દાન દઇ અજાચક કર્યો, તેવાર પછી મુંનીપતી રાજા હાથી ઘોડા રથ પાયક ચતુરંગણી સેનાએ પરીવારે પરવર્યો. સાધુને વાંદવા ચાલ્યો. તે વનમાં ગુરૂને દેખી પાંચ અભીગમન સાચવી, ગુરૂને ત્રણ પ્રદક્ષણા દેઇને પ્રણીપત્ય નમસ્કાર કરીને રૂદયમાં હરખ ધરતો, રાજા યથા યોગ્ય સ્થાનકે ધર્મ દેશનાં સાંભળવા બેઠો તેવારે લાભને અર્થે યોગ્ય જીવ જાણી ગુરૂ અમૃતધ્વનીએ દેસના દેતા હવા. ગાથા ૧ ચુળગ, ૨ પાસગ, ૩ ધન્ને, ૪ જુએ, ૫ રયણે, ૬ સુમીણ, ૭ ચક્કેય, ૮ કુમ. ૯ યુગે, ૧૦ પરમાણું. દસ દ્રષ્ટાંતા મણુઅલાભે, ૧ એ દસ દ્રષ્ટાંતે મનુષ્યનો ભવ પામવો દુર્લ્લભ તેપીણ મનુષ્યનો ભવ પાંમ્યો પણ બાર અંગ

પાંમવા દુરલભ તે કહે છે ગાથા ૧ માણુસ્સ, ૨ ખીત્ત, ૩ જાઇ, ૪ કુલ, ૫ રૂવા, ૬ રૂગ, ૭ આયુઅં, ૮ બુદ્ધી, ૯ શ્રવણ, ૧૦ ગૃહે, ૧૧ સુધા ૧૨ સંયમો ઉઇયે લોયંગી દુલહા અર્થ અહો ભવ્ય જીવો દસ દ્રષ્ટાંતે દોહીલો મનુષ્યનો ભવ પાંગ્યો પણ આર્ય ખેત્ર પાગવો દુર્લભ, તે પામ્યો પીણ ઉતમ જાતી પાગવી દુલ્લભ, તે જાત પામ્યો પણ ઉતગ કુલ પામવો દુરલભ, તે ઉતગ કુલ પામ્યો પીણ રૂપ પામવો દુરલભ, તે રૂપ પામ્યો તો નીરોગી સરીર પામવો દુરલભ, તે નીરોગીપણુ પામ્યો તો પુરણ આઉખાની રથીતી પામવી દુરલભ, તે પુર્ણ આઉખો પામ્યો પણ ચાર પ્રકારની બુધી પાગવી દુરલભ તે પામ્યો પણ સુત્ર સીધ્ધાંત આગમ જીન ભાંખીત શાસ્ત્ર સાંભળવાં દુરલભ, તે સુત્ર સીદ્ધાંત સાંભળ્યા પણ ધર્મ બોલ ગ્રહેવાં દુરલભ તે ગ્રહ્યાં, પણ સુદ્ધ સદ્દહણા રાખવી દુરલભ, તે રાખી તો પાળવો દુરલભ, તથા સંજમ પાળવો દુરલભ, તે માટે હે ભવ્ય જીવો એ બાર અંગ પામીને ધર્મને વીશે ઉદ્યમ કરો તે ધર્મ કેવો છે. ગાથા ધમ્મો મંગળ મુળં ઉસ્સહ મુળચ સવ્વ દુખાંણં, ધમો સુહંણ મુળં ધમો તાણંચ સરણંચ ૧ તે માટે ધર્મ તો સુખનો દાતારછે, જીગ કોઈક રોગીયો થયો હોય તેહને ઓષધ કરવા થકી સર્વ રોગ જાય તીમ જીવને પાપ રૂપ તથા કર્મ રૂપ રોગ તેહને ધર્મ રૂપ ઔષધ કર્યાથી કર્મ રૂપ સર્વ રોગ જાય તે માટે ધર્મ તે મંગળ કલ્યાણનો કરનાર સુખનો દાતાર જનગ જરા ગરણ ભય સોગ રોગ પ્રમુખને નીવારનાર તે ધર્મ છે તે ધર્મ ચાર પ્રકારે કર્યા યતઃ દાંનેન પ્રાપ્ય તે લક્ષ્મી, સીલેન સુખ સંપદા, તપસ્યા ક્ષય તે કર્મ ભાવના ભયનાસીની. ૧ એ ચાર પ્રકારે ધર્મ જાણવો તેહમાં પ્રથમ દાંન ધર્મ તેહથી લક્ષમી ધનધાંન પરીવાર પ્રમુખ દાન થકી પામે જીમ સાલીભદ્ર સુપાત્ર દાનથી ફળ પા•

મ્યો તીમ બીજાય પ્રાણી પાંમે યતઃ સીલેસુર સાનીધ કરે સીલેદુઃખ વીસરાળ સંકટ સવી દુરે ટલે. પામે મંગળ માળ ૧ જીમ રામચંદ્રજીની સ્ત્રી સીતાને સીયળ થકી અગ્નીનો ભય નીવાર્યો, અંતે દીક્ષા લઈને સ્વર્ગે ગયા તીમ બીજા જીવ પણ સુખ પામે તથા ત્રીજા તપ ધર્મથી કૃત કર્મનો ક્ષય કરે, જીમ દૃઢ પ્રહારી એ ચાર હત્યા કરી પણ દીક્ષા લઈને તપાસ્યા થકી કર્મનો ક્ષય કર્યો તીમ બીજા પણ ભવ્ય પ્રાણી તપે કરી સુખ પામે, અથવા ચોથા ભાવ ધર્મથી ચઉગતી માંહે ભમતા તારવા સમર્થ જીમ ભરત ચક્રુવર્તિ આરીસાભુવન માહે કેવળ જ્ઞાન પામ્યાં. તથા પ્રસ્નચંદ્રરાજ રૂખીએ આર્ત્તધ્યાન રૌદ્રધ્યાન ધ્યાયાં થકી સાતમીનરકનો આઉખોં બાંધ્યો પછે ભાવના ભાવતાં ધર્મ ધ્યાન સૂકળ ધ્યાન ધ્યાંતાં મોક્ષના સુખ પામે. તીમ બીજાય પીણુ ભવ્ય પ્રાંણી ભાવનાથી સંસાર પામે તે માટે એ ચાર પ્રકારનો ધર્મ જાણુવો. તે થકી સંસાર રૂપ સુમુદ્ર માંહેથી તરીને પાર પામે. એહવા શ્રી ધર્મઘોષસુરીનાં મુખ વચનરૂપ ધ્વની અમૃત સરીખી સાંભળીને મુનીપતી રાજા પ્રતીબોધ પાંમ્યો. પછે નમસ્કાર કરીને રાજા કહે છે—હે ભગવંત મુજને ચારીત્રની અનુજ્ઞાં કરો. પછે ગુરૂ કહે જીમ સુખ ઉપજે તીમ કરો, તીવારે ગુરૂને વાંદી રાજા ઘેર આવી અતીસે ઓછવ કરી મણીચંદ્રનામા પુત્રને રાજ્ય થાપીને શ્રીજીન મંદીરે પુજા સનાત્ર અઠાઇ મહોછવ કરીને જાચક જનને ઘણો દાંન દેઇ શ્રી મુણીપતી રાજાએ દીક્ષા લીધી. અગ્યાર અંગ બાર ઉપંગ છ છેદ દસ પયના ચાર મુળસુત્ર પ્રમુખ સીદ્ધાંતના પારગામી થયા તીવારે ગુરૂની આજ્ઞા માગી શ્રી મુની પતીરાજ રૂખી એકલપંથી વીહાર કરતા હવા નગરે પાંચ રાત્રી ગ્રામે એક રાત્રી વીહાર કરતાં થકાં શ્રી ઉજેણી નગરીએ

ક્ષીપ્રા નદીને કાંઠે સાંઝ સમયે તીહાં કાઉસગ ધ્યાંને રહ્યા. તેટલે ગોવાળીઆ ગાયના ધણ ચરાવીને પાછા વળ્યાં. તે વારે સુકમાળ શરીરે રૂખીને કાઉસગ ધ્યાંને રહ્યા થકા દીઠા. તે શીતકાલે પરીસહ સહતા થકા ઉભા દીઠા. તીવારે ગોવાલીઆ મનમાં ચીંતવે જે એ રૂખી ઉઘાડે શરીરે શીત કાળે કાઉસગ ધ્યાને રહ્યા છે. તે રાત્રીને સમયે શીત કીમ કરીને સહેસે. ઈમ વીચારીને ભદ્રક ગોવાળીઆ ચીંતવે છે કે જે એ આપણે વસ્ત્ર ઓઢા છે તે સ્યાં કામ આવશે. એમ વીચારીને ગોવાળીએ સાધુને શરીરે વસ્ત્ર વેંટીને આપ આપણે ઘેર ગયા. અને સાધુ કાઉસગ ધ્યાંને તીહાં રહ્યા છે. હવે ઇંહાં એક કથા કહે છે. હવે તે ઉજેણી નગરીને સમીપે એક નાનુ ગામડુ છે, તે ગામડામાં એક તળભટ નામે બ્રાહ્મણ વસે છે તેહને ખેતરમાં તળ વાવ્યાનો અને તલનોજ વ્યાપાર છે કે તેણે કરી નગરને લોકે ગળીને તેહનું તલભટ નામ દીધું. હવે તેહને ધનસરી નામે ભાર્યા છે, તે કુશીળમાં શીરોમણી છે સકળ અવગુણે વીરાજીત છે. પર પુરૂષ સું ગમન કરનારી છે તે એકદા સમયે કોઈક ચાર લંપટ પુરૂષ સાતે વ્યસનનાં સેવનાર તે સાત વ્યસનનાં નામ કહે છે. ૧ યતઃ દુતંચ માંસંચ સુરાચ વેશ્યાઃ પાપાર્ધ ચોરી પરદારસેવાઃ એતાંની સમાંની વ્યસનાંની લોકેઃ ઘોરંતી ઘોરં નરકંપતંતી. ગાથા ૧. એહવા સાત વ્યસનના સેવનાર તે ચાર પુરૂષ ધનશીરી સાથે લંપટ થઆ છે તેહની સાથે સંસારના વીષય સુખ ભોગવતાં ઘર મધ્યેથી તળ કેટલાએક વાવર્યા. તે વારે ધનસીરી બ્રાહ્મણી મનમાં ચીંતવવા લાગી, જે મેં પરપુરૂષ ચાર જણ સાથે લંપટ થઇને ઘર મધ્યેથી સઘળા તળ અવરાવી દીધા, તે માટે ભરતાર મને પુછસ્યે તેટલે હું તેને ઉત્તર સ્યો દઇશ. ઇમ વિચારીને અલીક બુદ્ધી ચીંતવીને ધન-

સીરીએ સાકીનીનો રૂપ કરીને મસ્તકે મોરપીંછ ધરીને, રક્ત લોચન કરીને, કાંને દીપક સરીખાં લોલક પહેરીને, હાથમાં ખપર લઈને, બીજા હાથમાં ડમરૂ લઇને, મસ્તકે દીવાગ્ની સગડી મુકીને, ખડખડ હસતી થકી, પાએ ઘુઘરા વજાવતી, મુખેં કોલાહળ શબ્દ કરતી, હાથે ચુડો ખળકાવતી કંકારાળ વીકરાળ શરીખો રૂપ કરીને બ્રાહ્મણ પાસે આવીને બોલાવ્યો. જે અરે બ્રાહ્મણ તુજને ખાઊં કે તજને ખાઊ. તે સાકનીનો રૂપં દેખી બ્રાહ્મણ ધ્રુજતો થકો કહે છે જે હે દેવી તળ ખાજે, અને માહરા શરીરની રક્ષા કરજે. તે વચન સાંભલીને દેવી કહે છે, જે અરે બ્રાહ્મણ તું તાહારી ભાર્યા ઊપર રીસ કરીશ નહી. એમ કહીને દેવી સ્વસ્થાનકે ગઇ. પછે બ્રાહ્મણ દેવીનું રૂપ દેખીને ભયભ્રાંત થયો. તેણે કરી થરહર કંપતો થકો પોતાને ઘેર જાતાં લડથડતા પાણા ઉપર પડ્યો. મર્મ ઠામે લાગ્યો. મરણ પામ્યો. તે કાળ કરી ધરમાં પડ્યો. તે વારે સ્ત્રીએ મરણ પામ્યો જાણીને ચાર પુરૂષને તેડીને આકુલ વ્યાકુલ થાતી ઉપાડીને બાહેર લેઈ ગઇ. તીહાં આડુ અવળું જોઇને મૃતકને સાધુની પાસે અગ્નીદાહ દીધી. તે વાયુને જોગે કરી વીશ્વાનલના કણીઆ સાધુના શરીરે વળગ્યાં. તે ગોવાલીએ વસ્ત્ર વીંટયાં હતાં. તેણે કરી મુનીરાજનો શરીર ઝળકાણો તે વારે પ્રભાત સમયે સુર્ય ઉગતે બે ઘડી દીવશ ચડતે ગોવાલીઆ ગાયો ચરાવવાં નીકળ્યાં. તેણે ઊભા રહીને જોયો. તેટલે મુનીરાજનો શરીર પ્રજલ્યો દેખી ગોવાલીઆ હૃદય માંહે અનુમોદન કરવા લાગ્યાં. જે હે હે આપણને એસી મતી ઉપની જે આપણે મુંનીરાજને સરીરે વસ્ત્ર વીંટયાં તેણે મુનીરાજનો શરીર પ્રજલ્યો, તેણે કરી આપણને કર્મ બંધાણું, તે માટે આપણ બહુળ સંસારી થયાં, અને કર્મ બંધાણા, ઇમ ગોવાલીઆ અનુમોદન કરતાં. તેહમાં થકી એક ગોવાલીઓ

ઉતાવળો દોડચો થકો જીહાં કુંચક શેઠ બેઠો છે તીહાં ઘેર જઇ કહે છે હે શેઠજી એક તમે અમારી વાત સાંભળો. જે અમે રૂખીસરને વસ્ત્રરહીત દેખી વસ્ત્રે ઢાંકયો. તીહાં રાત્રીને સમે કોઇક મૃત્યુકને અગનીદાગ દીધો. તે વાયુને જોગે મુનીને અગનીની ઝાળા લાગી. તેણે કરી રૂખીશ્વરનો શરીર બળ્યો. બાફલ સરીખો થયો છે, તે માટે અમો તમારી પાસે આવ્યા છીએ. જો તુંમે કાંઇક ઔષધ ઉપચાર કરો તો તુંમે કહો તેમ કરીએ. એટલાં ગોવાળીઆનાં મુખનાં વચન સાંભળીને કુંચક શેઠ તીહાં ગયો.મુનીરાજનેત્રણ પ્રદક્ષણા દેઇ તીહાં નમસ્કાર કરીને સાધુને પોતાને ઘેર તેડી લાવ્યો, ઉતરવાની જગા આપી, પછે સુધમાંન નીરદોષ બેતાળીસ દોષ રહીત સુઝતો આહાર પાણી વોહરાવ્યો. તે મુનીરાજે આહાર વોહરીને આરોગ્યો. તે વાર પછી કુંચક શેઠ નગરમાં જઈ તીહાં મહેતાને સઘળી વાત સંભળાવી. તે સાંભળી સર્વે શ્રાવક શેઠને ઘેર આવ્યાં તે વારે માંહોમાંહે ચીંતવવા લાગ્યા જે હવે એ મુનીરાજને શું ઓસડ કરવું. પછે એક વેદ બોલ્યો, જે અગનીના તણુખા ઉપર પડયા છે તે માટે લક્ષપાક તેલ લાવીને રૂષીને શરીરે વીલેપન કરો, તેણે કરી મુનીરાજને શાતા થાશે. રોગ ઉપસમશ્યે, નીરોગી શરીર થાશે. તે વારે તે વેદનાં વચન સાંભળીને શ્રાવક કહે છે. જે લક્ષપાક તેલ કહાં મળશે. તે વારે કોઇક કહે છે અચંકારી ભટાને ઘેર જાઓ તો લક્ષપાક તેલ મળશે. તે વારે કોઈક મુનીરાજમ સાંભળીને વહોરવા ગયા તે વારે અચંકારી ભટા આસનથી ઉઠીને મુનીરાજ્યને નમસ્કાર કરીને પુછેછે જે સ્વામી તુંમે આજ માહરે ઘેર કેમ પધાર્યા, તુંમારે શું કામ છે અને અહીંયાં તમને કેણે મોકલ્યા છે. તે વારે સાધુએ સઘળી વાત કહી, તે સાંભળીને અચંકારી ભટા ઘણો હરખ પામી. પછે સાધુ કહેછે અ-

મે લક્ષપાક તેલ તુંમારે ઘેર સાંભળીને લેવા આવ્યાં છીએ. તે વારે શ્રાવીકા કહેછે હે સ્વામી લક્ષપાક તેલ ઘણું છે તે માટે તમે વહોરો, અમને પાવન કરો. જીમ મહારા મનનો મનોરથ સફળ થાય અને લક્ષપાક તેલ લેખે આવે એમ સાધુને કહ્યો. હવે એહવા સમયને વીષે સૌધર્મ દેવલોકે દેવતાની સભામાં સૌ ધર્મઈંદ્રે અવધી જ્ઞાને જોયું. તે વારે અચંકારી ભદ્રાને વખાણી જે આજને સમયે ભરત ક્ષેત્રે ઊજેણી નગરીએ અચંકારી ભદ્રા સમાન કોઇ ખીમાવંત નથી ઇમ વખાણતો હવો. તે સાંભળીને કાંઈક મીથાત્વી દેવતા અણસદહતો થકો દેવતા દેવ લોકમાંથી ઉતરીને ઉજેણી નગરીમાં પ્રવેશ કર્યો. જીહાં અચંકારી ભદ્રાનું ઘર છે તીહાં આવીને અદ્રસપણે ઊભો રહ્યો. તે વારે અચંકારી ભદ્રાએ દાસી પાસે લક્ષપાક તેલના કુંપા મગાવ્યા, તે વારે દાસીએ જઈને કુંપા છોડયા, તેટલે દેવતાએ ફોડી નાંખ્યો. ઈમ ત્રણ કુંપા દેવતાએ ફોડયા, પછે એક કુંપો રહ્યો તે પોતે ઊઠી લાવીને સાધુને કહેછે વોહરો. તે વારે મુની કહે જે અમે વોહરૂં નહીં. જે માટે સાહપુરૂષના ઘરનો અંત લેવો નહીં. ઈમ સાંભળીને અચંકારી ભદ્રાએ ઘણો આગ્રહ કરીને લક્ષપાક તેલ સાધુના પાતરામાં વહોરાવ્યો. તે લઇને સાધુ કહેછે હે શ્રાવીકા તુમે દાસી ઉપર ઉતકષ્ટો ક્રોધ કરશો નહીં. તે સાધુનાં વચન સાંભળીને અચંકારી ભદ્રા કહે છે જે હે સ્વામી મેં ક્રોધનાં ફળ અનુભવ્યાં છે તેણે કરી મેં ક્રોધનો ત્યાગ કર્યોછે. તે વારે મુની કહેછે. હે શ્રાવીકા જે તુંમે ક્રોધનાં ફળ અનુભવ્યાં તે સઘળો વરતાંત કહો.

### હવે શ્રાવીકા વાત કહે છે.

ઊજેણી નગરીને વિશે ધનો નામે શેઠ વસે છે. તેહને કમલશ્રી નામે ભાર્યા છે. શીયલ ગુણે શોભીત તેહને સાત પુત્ર ઉપર એક હું

પુત્રી થઇ તે માતા પીતાને ઘણી વલ્લભ છે. તેહને પાઠક પાસે ભ-
ણવા મુકી. તે ભણીને ચોસઠ કળાની જાણ થઈ, પછે જોવન અ-
વસ્થા પામી. તે વારે પીતા કહે જે હે પુત્રી તુંમારા જોગ વર મળે
તો તુંજને પરણાવું. તે વારે કુંવરી કહે જે હે પીતાજી જે મારો ક-
હ્યો વચન માને તેહને પરણાવજો. નહીં તો પરણાવશો નહીં. એમ
કહ્યો ત્યારે પીતાએ ઘણા પુરૂષ જોયા પણ કોઇ ઈચ્છા કરે નહીં. હવે
તે નગરમાં સુબુધ્ધી નામે પ્રધાન છે તેણે માહરી વાત સાંભળી.
તેટલે માહારા પીતાને કહીને ઘણા ઓછવે કરી પરણાવી. પછે પર-
ધાન પરણીને ઘેર આવ્યો તે વારે મેં ભરથારને કહ્યું જે તુંમારે
દીવશ બે ઘડી છતાં ઘરે આવવું, ત્યારે ભરથાર કહે જે હું દીવશ
છતાં ઘરે આવીશ. એમ કરતાં કેટલાએક દીવશ વહી ગયા. એ
હવે તે વાત રાજા અંતે ઉરમાં સાંભળી તેટલે રાજાએ પરધાનને લે-
ખુ લેવા બેસાર્યો, તીહાં બેપોર રાત્રી ગઈ, પછે પરધાન ઘરે આવ્યો.
મુજને બોલાવી પણ મેં રીસે કરી બાર ઉઘાડયાં નહીં તેમ પરધાને
ઘણો પોકાર કર્યો. હું કમાડ ઉઘાડું નહીં. તેટલે ભરથાર કહેછે જે
હે દૈવ મુજને એવી કુબુધ્ધી શી ઉપની જે મેં એહવી કુભારજા ઘર-
માં આણી. એહવાં ભરથારનાં વચન સાંભળીને મે બારણું ઉઘાડયાં.
પછે જે મે સોળ સણગાર પહેર્યો હતો તે સહીત ક્રોધે કરી હું બા-
હાર નીકળી. મારગમાં જાતાં મુજને ચોરે પકડી. તેમણે સોળ સણગાર
આભુષણ સર્વ ઉતારી લીધાં. પછે તે પલ્લીપતીને ઘરે જઇને મુજને વેચી.
તેણે પલ્લીપતીએ ઘણે હરખે કરીને મુજને વેચાતી લીધી, પછે મને
પલ્લીપતીએ વીષયનાં વચન કહ્યાં. તે વચન મેં સાંભળ્યાં નહીં. પછે
પલ્લીપતીએ તેહની માતા પાસે કહેવરાવ્યું. પણ હું તીલમાત્ર ચલી
નહીં. તે વારે પલ્લીપતીએ મુજને ઘણી લાત પાટુ ગડદા પ્રમુખે

ઘણી ગારી. તેટલે પલ્લીપતીની માતાએ સમજાવ્યો. જે પુત્ર તું સતીયાની સાર સંભાળ કર. એહને દુખ દેઇશ નહીં. એતો સતી છે તે માટે એહની સેવા ભકતીકર. જેમ વનમાં તાપસ અને બગલીની પેરે થાય તેને હવે તારે સતીનો અંત લેવો નહીં. તે વારે પલ્લીપતી કહે છે જે હે માતા બગલી કોણ ને તાપસ કોણ ને કેમ થયો તે વાત મુજને સંભળાવો. એટલે પલ્લીપતીની માતા પલ્લીપતીને કહે છે.

એક વનમાં તાપસનો આશ્રમ છે તીહાં એક તાપસ રહે છે. તે તપસ્યા ઘણી કરે છે. તેણે તપસ્યાને બળે તે જુલેસ્યા ઉપજી. તે એકદા સમે વૃક્ષની છાયા તળે બેઠોછે. ત્યાં તાપસને માથે બગલી ચરકી તેને તાપસે ક્રોધે કરી હુંકાર કર્યો, તેટલે બગલી બળીને ભસ્મ થઈ. અનુક્રમે તાપસ નગરમાં ગઓ. ત્યાં ભીક્ષાને અર્થે ઘરે ઘરે ભમતાં તે પાંડલીપુરમાં એક શ્રીપાળ વસે છે તેહને ઘેર સીલવંતી નામે ભારજા તે સીયલગુણે કરી સોભીત છે તેને ઘેર તાપસ ગયો. એહવે શેઠ જમવા બેઠો હતો અને સીલવંતી વીઝણે કરી વાયરો નાંખે છે. તેણે કરી આહાર આપવાની વાર થઇ, પછે આહાર આપ્યો. તાપસને ઘણો ક્રોધ ઉપજ્યો, સૂર્ય સામું જોઇને હુંકાર કર્યો પણ અગ્નીનો પ્રયોગ થયો નહીં. તે વારે સીલવંતી કહે જે અરે તાપસ જીમ બગલી બળી તેમ હું નહીં બળું, એમ સાંભળીને તાપસ આશ્ચર્ય પામ્યો થકો તાપસ ચીંતવે છે. એ વાત તો વનમાં થઈ છે અને બગલી પણ વનમાં અત્યુઘાત થઇ છે તે વાત ઈહાં બહેન તેં ગામમાં કીમ જાણ્યું, ઇમ ચીંતવીને તાપસ પુછેછે જે હે બેહેન તુમે એ વાત કીમ જાણી તે વારે સતી કહેછે જે તું વણારસી નગરીએ જઇ નાગસમણ કુંભારને પુછજે તે વાત સરવે તુજને કહેશે. તેવારે તાપસ ચાલ્યો થકો વણારસી નગરે આવ્યો. ત્યાં કુંભારને પુછે છે

તેટલે કુંભાર કહે જે મેં શીયલ પ્રભાવે જાણ્યું અને પરનારીના સામુ ન જોયું તેણી હું વાત સર્વે જાણું છું. એમ શીયલનો મહીમા ખરો જાણીને તાપસ પોતાને થાનકે ગયો. ઇમ પલ્લીપતીની માતાએ કહ્યું જે હે પુત્ર એ સ્ત્રી સીલવંત છે. એ માટે એહને છેડીશ નહીં. એ રીતે પલ્લીપતીને સમજાવ્યો તેવારે એક સાર્થવાહ આવ્યો, તેણે મુજને વેચાતી લીધી. તેણે પોતાના ઘેર જઈને મુજને પુછ્યું. તે મેં સાર્થવાહનો વચન માન્યો નહીં. પછે શેઠ રીસાણો. અતીસે ક્રોધવચને કરીને તેણે કર્મ બાંધ્યાં, પણ જે શીયળ પાળનારી હોય તે કોઇને ગરમ વચન બોલે નહીં. તેવારે સાર્થવાહપતી બબરકુલે જઇ અનાર્ય લોકમાં જઇને મુજને વેચી. તીહાં રગત કાઢતાં થકાં હું દુર્બળ થઈ પણ કર્મના યોગે આઉખાના સંબંધે હું મરણ પામી નહીં. તેહવે માહરો બંધવ વ્યાપારને અર્થે આવ્યો. તેને મુજને ઓળખીને વાત પુછી. તીહાં મેં મુળથી વીતી એહવી વાત સર્વે સંભળાવી. હું રૂદન કરવા લાગી તે વારે માહરા બંધવે મુજને બબરકુળમાંથી મુકાવી તે મુજને ઘરે લાવ્યો તે હુંછું એમ જાણજો. તે માટે હે મુનીરાજ જે મેં દુખ સહ્યાં તે હું જાણું કે જગદીશ ભગવાન જાણે. તેવાર પછી મેં ક્રોધનો ત્યાગ કર્યો, અને ક્ષીમા ગુણ આદર્યો. એહવી વાત સાંભળીને દેવતા પ્રગટ થયો. પછે લક્ષપાક તેલના કુંપા સાજા થયા. પછે દેવતા કહે હે મહા સતી જેવી દેવતાની સભામાં ક્ષીમાવંત વખાણી હતી તેવીજ મેં તુજને ક્ષીમાવંત દીઠી. એમ અચંકારી ભટ્ટા શ્રાવીકાની પ્રસંસા કરીને દેવતા પોતાને સ્થાનકે ગયો. હવે એહવાં વચન સાંભળીને મુનીરાજ ઘણો હરખ પામ્યા. પછે લક્ષપાક તેલ વોહરીને કુંચક શેઠને ઘેર ગયા. તીહાં કુંચક શેઠે મુનીરાજને શરીરે વીલેપન કર્યો. તેણે કરીને મુનીરાજના શરીરના સર્વે રોગ ગયા, નીરોગી થયાં નીરાબાધ શરીર થયો. તે વારે

સાધુ શેઠને કહે છે હે શેઠજી અમો હવે વીહાર કરીશું. જે માટે ક-લોછે. દુહા. સ્ત્રી પીયર નર સાસરે, સંજમીયા સહવાસ; એતા હોય અ-લખામણું જો માંડે થીર વાસ. તે માટે હું કુંચક શેઠ અમારે એક સ્થાનકે ઘણો રહેવાનો વહેવાર નથી. વળી એક સ્થાનકે રહી સરસ આહાર કરવા થકી સાધુ સુખસેલીયા થાય તે માટે અમો વીહાર કરીશું. એહવાં સાધુનાં વચન સાંભળીને કુંચક શેઠે ઘણો આગ્રહ ક-રીને તીહાં રાખ્યા. ચોમાસાના ચાર માસ મુનીરાજ રહ્યા. તે શેઠે નીર્વીઘ્ન અપાસરો સાધુને રહેવાને અપાવ્યો. તીહાં ચોમાસાનો કાળ વ્યતીક્રમવા શ્રી મુનીપતી રાજરૂખી કુંચક શેઠને ઘેર રહ્યા. હવે તે કુંચક શેઠ પોતાના પુત્રથી બીહતો થકો નીધાંન લઈ પુત્ર થકી છાનો જીહાં મુનીરાજ કાઉસગ ધ્યાનેછેતીહાં સંથારા હેઠળ કુંચક શેઠે ધન ઘાલ્યો, પછે કુંચક શેઠનો પુત્ર પીતા થકી છાનો મુનીને સ્થાનકે જઇ નીધાંન કાઢી લીધો. હવે એમ રહેતાં થકાં ચોમાસાના ચાર માસ વ્યતીક્રમા, પછે શેઠે નીધાંન સંભાળ્યો. તેટલે તીહાં સ્થાનીકમાં ની-ધાંન ન દીઠો. શેઠ ચીંતવેછે જે એ નીધાંન તો સાધુએ લીધો અને મેં ઘાલ્યો હતો. તે વારે બીજો કોઇ આવ્યો નહોતો જે એ લેઈ જાય. તે માટે નીશ્ચે એ સાધુએ લીધો. એમ ચીંતવીને કુંચક શેઠે મુનીરાજને કહ્યો જે હે મહારાજ તુંમે કૃતઘ્ન થયા. જેહનું ખાધું તેહનુંજ તુંમે ક્રમ બગાડયું. તે વારે સાધુ કહે જે હે શેઠ અ-મેતો લીધો નથી. અને તુંમે અમને કલંક કેમ ચડાવો છો. તે વારે શેઠ કહે જે હે સ્વામી તુંમ વીના બીજો કોઈ લે નહીં. તે માટે જેમ સેંચાણક હાથી તાપશને અવગુણકારી થયો, તેમ તુંમે પણ તેહવાજ થયા. તે વારે સાધુ કહે જે હે શેઠ તે હાથી કેમ થયો તે-ની અમને કથા કહો.

## હવે કુંચક શેઠ વાત કહેછે અને મુનીપતી રાજરૂખી સાંભળેછે. અત્રે કથા સીંચાણકની કહે છે.

ગંગા નદીને ઉપકંઠે, એક સીચાણુક નામે હાથી, તેહને બસેં હાથણીનો પરીવાર છે. તે એકાદા સમયને વિશે મનમાં ચીંતવે રખે કોઇ અનેરો હાથી મુજ સરીખો થાશે તો તે માહરો ક્ષય કરશે. એમ ચીંતવીને જેટલા હાથી થાય તેટલાને મારી નાખે, એવો દુષ્ટ-પણો આદરયો. એમ હમેશાં દુરટપણો કરતાં, એક હાથણી સગર્ભી થઇ. તે મનમાં વીચારે છે જે મારા બાળકને મારી નાખશે, એમ ચીંતવીને પગે ખોડાંગતી થકી ચાલે. તે હીંડતાં રાત્રે જુથમાં ભેળી થાય એમ એક દીવસે બીજા દીવસે જુથમાં આવ્યા. કોઇક દીવસ ત્રીજી રાત્રે ભેગી થાય. એમ વીસ્વાસ દઇને પુત્રનાં જનમના સમગે તાપસના ઉડવળામાં જઇ ત્યાં બાળક પ્રસવ્યો, ને તાપસના ઉડવલામાં મુકીને પોતાના જુથમાં ગઇ. તે વારે તાપસે પાળીપોસીને મોટો ક-ર્યો. તેહનું નામ સેંચાણુક દીધો. એકાદા સમયને વીશે તે ગંગા નદીએ પાણી પીવાને અર્થે ગયો, તીંહાં પીતા હસ્તી પણ યુથ સ-હીત પાણી પીવા આવ્યો. તેટલે સીંચાણુકને દીઠો. માંહોમાંહે યુધ થયો, તીહાં પીતા હસ્તીને સીંચાણુકે માર્યો. પોતે નાયક થયો, પછે મનમાં ચીંતવવા લાગ્યો, જેમ તાપસે મને સંધરયો તેમ બીજાને સંધરશે તો તે મારો શત્રુ થાશે એમ ચીંતવીને સીંચાણુક હસ્તીએ તાપસના આશ્રમ સરવે ભાગ્યા. તે વારે કુળપતી બોલ્યા જે જોયું આપણે એ પાપીને પાળીપોશીને મોટો કર્યો તો એણેજ આપણા આશ્રય ભાગ્યા. એ કૃતઘંન થયો. એમ તાપસ ચીંતવીને રાજ-ગ્રહીનગરે ગયા. ત્યાં સરણીકને કહ્યું હે રાજા એક ગંગા નદીને તટે, ભદ્રજાતી હસ્તી છે તેહને તુમે રાજદુવારે લાવો. તુંમારા યોગ્ય છે.

એના સરીખો તમારા રાજદુવારમાં બીજો હસ્તી નથી. તે માટે અમો તમને જણાવવા વાસ્તે આવ્યા છીએ. તે સાંભળીને સરણીક રાજા ઘણા લસ્કર સહીત વનમાં જઇને ઘણો પ્રપંચ કરીને હાથીને ઝાલ્યો, પછે નગરમાં ઘણો ઓછવ, મહોછવ કરીને ઘણાં વધામણાં કરીને રાજદુવારમાં લાવ્યા. તેહને દેખી નગરલોક ઘણો હરખ પામ્યા, ધવલમંગળ ગીતગ્યાન કરતા હવા. હવે તે સીંચાણક હાથી શ્રેણીકના દરબારમાં સુખે રહે છે. તે કુંચક શેઠ કહે છે હે મુનીરાજ જીમ સીંચાણક હાથીએ તાપસને ઘણો માર્યો તે કૃતઘન થયો, તેમ તુમે પણ મુઝને ઘણું કૃતઘન થયા એ પ્રથમ કથા. એહવાં કુંચક શેઠનાં વચન સાંભળીને શ્રીમુનીપતી રાજરૂષી કહે છે, હે કુંચક શેઠ અમે સીંચાણક હસ્તી જેવા નહીં અમે તો સ્વરતીકસુરીના જે ચાર શીષનીપરે નીર્લોભી થઆ તીમ અમે પણ નીરલોભી છીએ. તે વારે કુંચક શેઠ કહે છે હે મુનીરાજ તે ચાર સીષ નીર્લોભી કીમ થયા તેહની કથા અમને કહો.

## હવે સાધુ ચાર સીષની વારતા કહે છે અને શેઠ સાંભળે છે.

મગધ દેશને વીષે રાજગ્રહી નગરી છે તીંહાં શ્રેણીક રાજા રાજ્ય કરે છે. અભયકુમાર નામે પ્રધાન તે પાંચશે પ્રધાનમાં મુખ્ય છે. નગરના લોકને પુત્રની પેરે પાળે છે, એમ સુખે રાજ ભોગવે છે. એકદા સમયે ગુણસીળનામા ઉદાનમાં શ્રી મહાવીર સ્વામી ચોવીસમા તીર્થંકર સમોસર્યા. તીહાં ચાર પ્રકારના દેવતાએ સમોસરણની રચના કરી. ચોસઠ ઇંદ્ર સદા નીરંતર સેવા ભક્તી કરે છે, મનુષ તીર્યંચ દેવતા પ્રમુખ બાર વર્ષદા ભરાણી છે. તે વારે વનપાળકે રાજાને વધામણી આપી. રાજાએ વનપાળકને વસ્ત્રપાત્ર ઘણા

લક્ષ્મી પ્રમુખ ઘણો દાંન દીધો. પછે શ્રેણીક રાજા ચતુરંગણી સેના લઇને પરીવાર કુટંબ ચતુર્વીધી સંગ સહીત વાંદવા ચાલ્યા. તીહાં ભગવંતને દેખી પાંચ અભીગમન સાચવીને ત્રણ પ્રદક્ષણા દેઈને નમસ્કાર કરીને યથા સ્થાનકે બેઠો. પછે ભગવાન ભવ્યજીવને પ્રતીબોધવાને અરથે અમૃત સરખી દેશના દેતાં હવાં. એહવે સમયે એક દેવતા ભગવંતની પુજા કરવા આવ્યો. તે કુષ્ટી સરીર કરીને રૂધીર પરૂ પાચેં કરીને પુજા કરવા લાગ્યો. તે ભગવંતની આશાતના કરતો દેખીને શ્રેણીકરાજા ક્રોધાતુર થઓ વળી તે વેલાએ ભગવંતને છીંક આવી, ત્યારે કહે મરો. એટલે અભયકુંમારને છીંક આવી, ત્યારે કહે મરો અથવા જીવો. તેવારે શ્રેણીકને છીંક આવી ત્યારે કહે ચીરંજીવો. પછે કાળકસુરીઆ કસાઈને છીંક આવી ત્યારે કહે મમરમ જીવ. એહવા દુષ્ટના વચન સાંભળીને શ્રેણીક રાજા કોપાયમાન થઓ. સેવકને કહ્યું જે તમે એ કુષ્ટીને મારજ્યો. એ કુષ્ટી બાહીર નીકળે ત્યારે તુમે કેડે જઇને પકડી લેજો, વીલંબ કરસો નહીં. ઇમ રાજાએ સેવકને સમસ્યા કરીને સમજાવ્યા. હવે કુષ્ટી ભગવંતની પુજા કરીને બાહીર નીકલ્યો તેટલે રાજાના સેવક કેડે ચાલ્યાં કહે છે જે અરે દુષ્ટ પાપીષ્ટ હવે કીહાં જઈશ. ઈમ કહ્યો તેહવે દેવતા આકાશે ઉતપત્યો તે વારે સેવક ખીલખા થઈને રાજાને કીધુ જે એ પુરૂષની તો અમારાથી ઘાત થાય નહીં આમ દેખતાંજ આકાસે ઉડી ગઓ. એમ કહીને સેવક બેઠા. તે વારેશ્રી શ્રેણિકરાજા બે હાથ જોડીને ભગવંતને નમસ્કાર કરીને પુછે છે જે હે ભગવંત એ કુષ્ટિ કુણ હતો જે તમને રૂધીરે કરી પુજા કરી અને આસાતના કરી તે કુણ હતો તે મુજને કૃપા કરીને કહો. ભગવાન કહે, છે એ કુષ્ટી નહી એ તો દેવતા હતો તે બાવનાચંદનની પુજા

કરતો હતો. પણ તુમારી નજરે કુષ્ટિ જણાણો. ત્યારે શ્રેણિક કહે તે દેવતા કુણ ચવીને થઓ તે કથાનો પ્રકાશ કરો.

### હવે દેવતાની કથા કહે છે.

કોશંબી નામા નગર અતિ શોભાયમાન લક્ષ્મીવંત ઇંદ્રપુરી શરીખો ત્યાં શંતાનીક નામે રાજા રાજ્ય કરેછે તે નગરમાં એક મંડીઓ નામે બ્રાહ્મણ છે તે જન્મનો દલીદ્ર છે. તેહને સુશરમા નામે ભારજા છે. તે ભરથારને કહે છે, જે તમે કેમ બેસી રહ્યા છો. તુમણે ટીપણો વાંચતા આવડતો નથી અને બીજો શાસ્ત્ર પણ ભણ્યા નથી ગામમાં પણ મુરખ કહેવાઓ છો તે સઘળો પણ કર્મનો દોષ જાણવો તે માટે કાંઇક ઉદ્યમ કરો તો અન્ન આવે તેહનાં ભોજન કરીએ. એવા સ્ત્રીનાં વચન સાંભળીને બરામણે રાજા પાસે જઇ જાચના કરી ત્યારે રાજા તુષ્ઠમાન થયો. હે બ્રરામણ તું માગ જે જોઇએ તે હું તુઝને આપું. ઇમ રાજાના મુખ વચન સાંભળીને બ્રાહ્મણ કહે. હે રાજા હું માહારી બ્રાંમણીને પુછીને હું તુમ પાસે માંગીશ. પછે બ્રાંમણ ઘરે આવ્યો. સ્રીને પુછયો ત્યારે સ્રી ચીંતવે જે ઘણી લક્ષમી તથા ગ્રામ માગુ તો મુઝને છાંડીને બીજી સ્રી લાવે ઇમ ચીંતવીને બ્રાંમણી ભરથારને કહે જે ઇચ્છા ભોજન ને સોનામહોર દક્ષણા એહવું તુમે માગજયો. તે સાંભળીને બ્રાંમણ રાજી થઓ, પછે રાજા પાસે જઇને જીમ સ્રીએ કહ્યો તેમ માગ્યો. રાજા કહે હે બ્રામણ બીજું કંઇક માગ જે હું તુઝને આપું તે વારે બ્રામણ કહે હે મહારાજ અમારે અધીક માગ્યાનો આચાર નહીં વળી હે મહારાજ બ્રામણને ભોજન મલ્યો એટલે બધો મલ્યો. તે માટે ઘર ઘર ભોજન અને ઉપર સોના મહોરની દક્ષણા એ મુઝને આપો તે વારે રાજાએ નગરમાં ઢંઢેરો ફેરવ્યો. જે બ્રાહ્મણને ભોજન કરાવીને

એક સોનામહોર આપજ્યો. નહીં આપો તો રાજાના ગુનેગાર થશો. ઇમ કહીને ભોજન કરાવ્યાનો તથા દક્ષણા આપ્યાનો ઢંઢેરો ફેરવ્યો. ઇમ હવે તે રાજાએ બ્રાહ્મણના પરીવારને ભોજન કરાવીને એકેક સુવર્ણદીનાર આપ્યો. એમ નગરમાં ઘેર ઘેર જમે, અને સોનામહોરની દક્ષણા લીએ; એમ કેટલાક દીવશ વહી ગયા. ત્યારે કોઇક ઘેર આંબાના રસનો ભોજન કર્યો. તેણે કરી વમન થયો, ઘેર ગયો પાછો ઉપર ભોજન કર્યો તેણે કરી કોઢનો રોગ થયો. તે વાત રાજાએ સાંભળીને બ્રાહ્મણના વૃદ્ધ પુત્રને તેડીને કહ્યું. જે સઘળી વતી છે તે તમે ગ્રહો. અને તાહારા પીતાને ઘરથી બાહેર કાઢીશ નહીં. એમ રાજાએ કહ્યું તે બ્રાહ્મણના પુત્રે અંગીકાર કર્યું. પછે ઘેર જઇને પીતાને વૃખભની કોટમાં નાખ્યો. તે ભૂખ્યો તરસ્યો થાએ પણ કોઇ તેની ખબર લે નહીં, અને કુટુંબ પણ ખબર લે નહીં. તીમ તીમ તેને ઘણો દુખનો વધારો થયો. ઇમ દુખે કાળ જાય છે. હવે રાજાને આદેશે બ્રાહ્મણ ઘેર રહે છે. અને તેનો વૃધ પુત્ર જાએ છે તેને રાજા ઘણો બહુ માનસનમાન આદર દીએ,નગરમાં પણ તેની કીર્તી ઘણી વધી. ઇમ નીરંતર ભોજન કરે છે અને રાજદ્વારમાં જાએ છે. હવે તે કુષ્ટી બ્રાહ્મણને કોઇ પાણી પાએ નહીં તેણે કરી, ક્રોધાતુર થયો. મનમાં ચીંતવે છે, જે હું જેવો થયો તેવો માહારા પરીવારને કરૂં. ઇમ ચીંતવીને વૃધ પુત્રને કહેછે. હે પુત્ર માહરે જાત્રાએ જવું છે. માટે કુટુંબને વાસ્તે એક છાગ લાવો, એહવો આપણા કુળમાં ચાલછે. તે સાંભલીને વૃધ પુત્રે છાગ લાવી આપ્યો. તે બોકડાને પીતા પાસે બાંધ્યો. તે વારે બ્રાહ્મણ પોતાના શરીરનું પરૂ પાસ રૂધીર પ્રમુખ ભોજનમાં મર્દીને તે બોકડાને આહાર કરાવે. એમ કેટલાક દીવસ વહી ગયા. ત્યારે છાગ પુરણ કોઢીઓ થયો. પછે પોતાના કુટુંબને

ભેળા કરીને ખંડ ખંડ સર્વેને આપ્યો. ઈમ કુટુંબ માંહે કોઇ બાકી રહ્યો નહીં. સર્વ કુષ્ટી થવા લાગ્યા. ઈમ કુડ કરીને વૃધ બ્રાહ્મણ નગરમાંથી નીકળ્યો, અનુક્રમે કોઇક અટવીમાં ગયો. પાણીની તરસ લાગી તીંહા ઘણી મુળી જડીએ સંચીત. પાણીનું ઝરણું દીઠું. તેણે આઘુ પાછું જોઈને રવી કીરણે કરી ઊંનુ થયું જે પાણી તેણે પીધુ, હાથ પગ ધોયા, સ્નાન કીધું. તેવારે બ્રાહ્મણને રેચ લાગ્યો, તેણે કરી કુષ્ટરોગ સર્વ ગયો. પછે પોતાના કુટુંબને મળ્યો ત્યારે કુટુંબ સઘળાએ, કુષ્ટીપણે દેખીને કહે છે, એ તમને એવાજ રોગ જોઈએ. જે માટે તમે મારી સાર સંભાળ લીધી નહી તે માટે મેં સર્વેને કુષ્ટી કર્યાં. તે વાત લોકે સાંભળીને તેને ભુંડો કહ્યો. જ્યાં જાય ત્યાં કહે હે પાપીઆ તું ઇહાંથી વેગળો રહેજે એમ લોકના વચન સાંભળીને લજ્યા પામ્યો થકો બાહેર નીકળ્યો. તે ચાલતો થકો રાજગૃહીની પોળે આવ્યો, તીહાં બેઠો. એહવે તીહાં ચોવીસમાં તીર્થંકર શ્રી મહાવીર સ્વાંમી સમોસર્યાં. તેવારે શ્રેણીક રાજા વાંદવા નીકળ્યો. દ્વારપાળે બ્રાહ્મણને કહ્યું જે એ ભગવંતને વાંદીઆવું તીહાં લગી તું પોળની રક્ષા કરજે. અને આજ દુરગાદેવીને નીવેદ આવેછે તે તું લેજે, એમ કહીને દ્વારપાળ ગયો. પછે બ્રાહ્મણે દુરગાદેવીનો નીવેદ લાપસી ખીર વડાં પ્રમુખ સર્વ નીવેદ બ્રાહ્મણે ખાધો. તે અતી આહાર કરવા થકી તરસ ઘણી લાગી, તેણે કરી ઊદરમાં પીડા થઇ પાણી મળ્યુ નહી, તેટલે પાણીને અભાવે તે પાણીને ધ્યાને મરીને વાવમાં દેડકો થયો. અનુક્રમે તીંહાં પાણીઆરીઓ પાણી ભરવા આવી. તે માંહો માંહે વારતાઓ કરેછે. હે બેની આજ ગુણસેલવનમાં ભગવંત આવ્યા છે. તેને વાંદવા જવું છે. માટે પાણી ભરીને ઊતાવળાં ચાલો એવાં વચન સાંભળીને તે દેડકાને જાતી સમરણ ગ્નાંન ઉપન્યો, પુરવ ભવ દીઠો. તેવારે ભગવંતને

વાંદવા ચાલ્યો. તીહાં માર્ગમાં જાતાં ઘોડાના પગ તળે ચંપાણો. તે ધર્મ ધ્યાંન સુકલ ધ્યાંને મરીને દેવ લોકે દેવતા થયો. પછે દેવતાની સભા માંહે ઇંદ્રે કહ્યો જે શ્રેણીક સમાંન કોઈ નીશ્ચલ સમકીતવંત નથી. તેને કોઇ ચળાવી ના શકે એવાં ઇંદ્રનાં વચન સાંભળીને અણુસદહતો થકો આજ્ઞા લઇને ઇંહા આવ્યો. બાવનાચંદને કરીને પુજા કરીને તુઝને ચળાવવા સારૂં કુષ્ટી શરીર દેખાડયું. તેણે તુજને કોપ ચડયો. એ ડુડુરાક દેવતા બ્રાહ્મણનો જીવ જાણવો, હવે ભગવંતનાં એવાં વચન સાંભળીને ભગવંતને પ્રણમી નમસ્કાર કરી રાજા નગર ભણી ચાલ્યો. તીહાં એક દેવતાએ શ્રેણીકને ચળાવવા નીમીતે એક મુનીનો રૂપ કરી ઓઘો કેડે બાંધ્યો. અને હાથમાં ગાંછલાંની જાળ લઈને કુકર્મ કરે છે તેટલે શ્રેણીક રાજાએ દીઠો. આકરો અપરાધ દેખીને હાંકયો, ત્રાડચો તેહને આગળ લઈને ચાલ્યો. એમ આગળ જાતાં વળી એક મહાસતી સાધવીનો રૂપ કર્યો. ચક્ષુએ અંજન કર્યો. હાથે કાંકણ ચુડો પગે ઝાંઝર દેખીને તથા ગરભવંતી છે એહવો શ્રેણીક રાજાએ સાધવીનો રૂપ દેખીને બોલાવી અરે કુહાડ તું ધર્મને હીનતા કેમ દેખાડે છે તે માટે ચાલો આપણે ઘેર તીહાં ગર્ભની પ્રતીપાલણા કરજો પછે પુત્ર જનમે ત્યારે તમે ફરીને છેદોપસ્થાંન ચારીત્ર લેજયો. એહવા વચન સાંભળીને નીશ્ચલ સમકીત જાણીને દેવતા પ્રગટ થયો. શ્રેણીક રાજાને કહે વચન માંગ હું તુષ્ટમાન થયો. એવાં દેવતાનાં વચન સાંભળીને રાજા કહે તુષ્ટમાન સ્યાં કારણે થયા. ત્યારે દેવતાં કહે હે શ્રેણીક દેવતાની સભામાં ઇંદ્રે તમારા સમકીતની પ્રસંસા કરી તેણે હું સદહતો ચળાવવા નીમીત્તે તુજને ઇંહાં આવ્યો. તુજને ચળાવ્યો. પણ તમે ચળ્યા નહીં. તેણે હું તુષ્ટમાંન થયોછું તે માટે આ બે અમુલક ગોળા અને એક રત્ને જડીત

હાર એ બે તમને આપુ છું. પણ એ હાર ત્રુટશે ત્યારે જે સાની પરાવશે તેનો મસ્તક ફાટશે, મરણ પામશે. એમ કહીને દેવતા પોતાને સ્થાંનકે ગયો, રાજા પણ ઘેર આવ્યો. પછે રાજાએ રત્ન જડીત અમુલક હાર દેવતાએ દીધો હતો તે ચેલણા રાણીને આપ્યો અને બે ગોળા સુનંદા સ્ત્રીને આપ્યાં તે દેખીને રાણીને ક્રોધ ચડયો થકો બે ગોળા ભીંત સાથે પછાડયા તે બે ગોળા ભાંગ્યા તેમાંથી વસ્ત્ર અને કુડળનો જુગલ નીકળ્યો. તેવારે કુંડળ અને વસ્ત્ર ચેલણાએ દેખીને રાજા શ્રેણીકને કહ્યો જે એ બે અમુલક વસ્તુ અપાવો. વળતુ રાજા કહે એ સુનંદા આપે નહીં તે વારે ચેલણાં કહે જે નહી અપાવો તો હુ મરણ પામીસ. વળતું રાજા કહે જે તુ મને ગમે તીમ કરજ્યે. એમ કહીને શ્રેણિક રાજા સભાએ આવ્યા, પછે ચેલણા રાણી મરણ પાંમવાને ગોખે ચડી. ત્યાં ગોખ હેઠળ ત્રણ જણને આલોચન કરતાં દીઠાં તે દેખીને ચેલણાં સાંભળે છે.

હવે માવત માંહોમાંહે વાતો કરે છે તેમાં મગધસેના ગુણકા માવત પ્રત્યે કેહેછે, મુઝને હાથીની ચંપકમાળા છે તે તમે લાવી આપો. તેવારે મગધસેનાને માવત કહેછે એ હાર તુજને આપું તો રાજા મુજને મારે. ઇમ કુંતકના વચન સાંભળીને મગધસેના કહે જે નહીં આપો તો તમને છાંડીશ તથા હું મરણ પામીશ. તેવારે કુંતકે મીઠાં વચન ઘણાં કહ્યાં પણ તે માને નહીં. તેવારે ગુણકાને કહે હે સ્ત્રી તું મરણ પામે છે પણ એક કથા સાંભળ.

**કુંતક શેઠ કથા કહે છે અને મગધસેના ગુણકા સાંભળે છે.**

હવે કોઇક બ્રાહ્મણ દેશાવર ગયો ત્યાં વનમાં એ પલાસનો વૃક્ષ દીઠો તે પોતાના દેસમાં લાવીને વાવ્યો. પછી બ્રાહ્મણે પાણી સીંચી સીંચીને મોટો કર્યો પણ તે ફળ્યો નહીં તેવારે બ્રાહ્મણ ક્રોધાતુર

થયો. પછે મુળમાં અગ્નીનો તાપ દીધો. તેને કરી ફળ ફુલ બેઠાં તેમ હે ગુણકા તુજને શીતળ વચન કહું છું. તે ન માને તો પલાસ-વૃક્ષની પરે થાસ્યે. તે માટે તું મરીશ નહીં. વળી કુંતા કહે છે.— હે ગુણકા બ્રહ્મદત્તની પેરે થાસ્યે. તે કથા સાંભળ.

**કુંતકશેઠ કહે છે અને ગુણકા સાંભળે છે.** હવે એકદા સમયે બ્રહ્મદત્ત ચક્રવતી ઘોડે ચડીને અટવીમાં ગયો, પછે અશ્વ ખેલાવીને રાજા પાછો આવ્યો. સાંઝ સમે ઘેર આવ્યો તેવારે રાણી કહે. હે મહારાજા તુંમે વનમાં ગયા હતા ત્યાં વનમાં નવું કોઉતક દીઠું હોય તે મુઝને સંભળાવો. તે વારે રાજા કહે છે. એક સરોવર પાણીએ ભર્યું દીઠું ત્યાં હું પાણી પીવા બેઠો, તે તળે એક નાગકુમારી સ્ત્રી આવીને મુજને વીખયની પ્રાથના કરી. ત્યારે મેં ક્રોધે કરી ના પાડી, તેટલે પાછી ગઇ અને હું પણ અશ્વ કને ગયો. પછે તેજ નાગ-કુમારી સર્પણનું રૂપ કરીને કોઈક લંપટ સર્પ સાથે વીખય ભોગવતી દીઠી. તેને મેં ઘોડાને સરકે કરીને મારી એટલે નાસી ગઇ, વાટ મુ-કીને ઉવટ માર્ગે ગઇ. એવુંજ મેં આજ કૌતક દીઠું. એમ કહીને બ્રહ્મદત્ત બાહાર નીકળ્યો તેવારે નાગકુમાર દેવતા પ્રગટ થયો. રાજાને કહે માગ્ય માગ્ય હું તુષ્ટમાન થયો છું. ત્યારે રાજા કહે. શા કારણ તું તુષ્ટમાન થયો. હવે નાગકુમાર કહે છે જે તુ સાંભળ. જે સરો-વરને કાંઠે તમને સ્ત્રી મળી તે મારી દેવાંગના હતી તે તમે મારી ત્યારે રૂદન કરતી ઘેર આવીને પોકાર કરવા લાગી. હે પ્રીતમ હે પ્રાણનાથ, મારી વીનતી સાંભળો, હું મૃત્યુ લોકમાં ક્રીલાસ કરવા ગઇ હતી. ત્યાં મુજને બ્રહ્મદત્તચક્રીએ અસ્વની સરક મારી, અને મારા શીયળની ખંડના કરવા માંડી. ત્યારે હું નાઠી ને તુમ પાસે આવી. એમ કહીને સ્ત્રીએ મુઝને ઘાવ દેખાડયો તે દેખીને હું રોસે ભરાણો

થકો ઈહાં તમારા ઘરને વીશે આવ્યો. તમને મારવા સારૂ ઘરમાં પેઠો તેવારે તમે સ્ત્રી આગળ સરવે વાત કહી, તે સાંભળીને હું તુજને તુષ્ટમાન થયો છું, માટે તે તું માગ્ય તે હું તુઝને આપું તે વારે રાજા કહે અમારે તમારો દરસન દીઠું તેથી સરવે મળ્યું. એમ કહ્યું ત્યારે દેવતા કહે અમારા દેવતાનાં દર્શન નીશફળ ન હોય. એવા નાગકુમાર દેવતાનાં વચન સાંભળીને રાજા કહે પ્રથવી ઉપર જીવ ભાખ્યા બોલે તે હું સમજું, એવો મુજને વર આપો. તે વારે દેવતા કહે હું તુજને વર આપુ પણ કોઈના આગળ કેશો તો મરણ પામશો. એમ વર દઈને નાગકુમાર દેવતા સ્વસ્થાનકે ગયા. હવે રાજા સુખે નીકંટકપણે રાજ પાળે છે એ હવે એકદા ઉનાળાની રૂતુ આવી તે વારે રાણીએ બાવનાચંદન ઘસીને કચોલાં ભર્યાં તે. હવે રાજા ઘેર આવ્યો. રાણી પાસે બેઠો તીહાં એક ગરોળી ગરોળાને કહે છે હે ગરોળા તું કચોળા માંહેથી ચંદન લાવ. ત્યારે ગરોળો કહે જો હું ચંદન લાવું તો રાજા મારે એમાં કાંઇ તારૂં જાય નહીં અને મારો મૃત્યુ થાય. એહવા ગરોળાના વચન સાંભળીને બ્રહ્મદત્ત રાજા હસ્યો. તે વારે રાણી કહે હે નાથ તમે કેમ હસ્યા. ઇહાં તમે તો કાંઈ કૌતક દીઠું અને અમે તો કાંઈ દીઠું નહીં અને તમને હસવું કેમ આવ્યું. તેવારે રાજા કહે જો એ વાત કહું તો મારૂં મૃત્યુ થાય. તે વારે રાણી કહે તુમે નહીં કહો તો હું મરીશ, ઇમ સ્ત્રીએ હઠ લીધી. પછે રાજાએ નગરને બાહેર સકટ ભરાવીને લાગતી તીહાં અગ્નીની ચય ખડકીને પછે રાજા રાણી વીશ્વાનલ પાસે આવ્યા, ત્યાં અશ્વને કાજે જવના સકટ આપ્યા. તે વારે એક છાગ ગર્ભવંતી થઇ છે તે છાગને કહે છે જે મુજને ગર્ભને પરભાવે ડોહો ઉપનો છે તે માટે એ સકટ માંહેથી જવનો પુળો લાવી આપો. તે વારે છાગ

કહે જવનો પુળો લાવું તો રાજાના શેવક મુઝને મારે. તે વારે છાલી કહે રાણીને કાજે રાજા મૃત્યું પામે છે તો આપણે મૃત્યું પામે શું થાશે. ત્યારે છાગ કહે એ બ્રહ્મદત્ત તો મુરખ છે પણ હું મુરખ નથી જે અસ્ત્રીનુ કીધું કરૂં અને વળી રાજા મુરખ જે ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ રથ, છનું કોડી પાળા, છનું કોડ ગામ, ચૌદ રત્ન, નવ નીધાન લક્ષમી પ્રમુખ ઘણા છે અને સંગ્રામ કરવા સમરથ છે. તે માટે મુર્ખ છે જે એટલું છોડીને વગર મોતે મરે છે તે કરતાં સ્ત્રી મરેતો સુખે મરવા દીએ. પણ એ મુરખ છે જે મરે છે. એવાં બોકડાનાં વચન સાંભળીને રાજા હરખ પામ્યો. જે એ છાગ તો મારો ગુરૂ થઓ, જેણે મુંઝને મરણ પામતાં વચન કહીને જીવાડયો. પછે રાજા ઘેર આવ્યો, રાણી પણ ઘેર આવી. સુખે રાજ ભોગવે તે માટે હે મગધસેના ગણુકા જીમ ગરોળી તથા છાગ તથા બ્રહ્મદત્ત ચક્રવરતી મુર્ખ થયા નહી અને જીવતા રહ્યા, તીમ તુ મુઝને નહી ઇછે તો હું બીજી લાવીશ. ઇમ કૌતક અને મગધસેના ગણીકા માંહો માંહે વારતા કરીને ઘેર ગયા, તીમ ચેલણા રાણી કૌતકની કથા સાંભલીને હાર લીધો. પછે ઘેર આવી. હવે તે હાર કેટલાક દીવસ રાણીએ જાળવ્યો. પછે હાર તુટયો; તેવારે રાણીએ રાજાને સંભળાવ્યું. તેટલે રાજાએ નગરમાં પડહો ફેરવ્યો. જે એ હાર પરોવે તેને લક્ષદીનાર આપું. ઈમ પડહો ફેરવ્યો. ત્યારે એક વૃધ વણીક પુત્રને કહે છે. તમે લાખ દ્રવ્ય ઘર માંહે લાવો. અને હુ તે હાર પરોવી આપીશ. એવાં પીતાનાં વચન સાંભળીને પડહો ગ્રહ્યો. પછે રાજાને કહે લાવો લક્ષનીદાર તો હું તમને હાર પરોવી આપું. એવાં વચન સાંભળીને તેને શ્રેણીક રાજાએ પચાસ સહસ્ર આપ્યા. અને અર્ધું લાખ પછે આપસું ઇમ કહીને વીદાય કર્યો. હવે વણી-

કનો પુત્ર અર્ધ દામ લઇને ઘરે આવ્યો. પછે વૃધ વણીકે કીડી નગરાંને મોઢે મોતી મેલ્યાં, પછે મધુખરડીને નાકામાં દોરો મેલ્યો. તે મધુની લાલચે કીડીઓ મોતીનાં વેરમાં દોરો લઇ ગઇ. તે વારે તે દોરો શેઠે ગ્રહ્યો. પછે ગાંઠ વાળી તેટલે વૃધ વણીક મરણ પામ્યો. અગનીદાહ દીધો. મરણ ઉચીત સાચવ્યો. પછે હાર લઇને વણીકનો પુત્ર રાજા પાસે ગયો. સ્વામી એ તુમારો હાર લ્યો અને અમારા અર્ધ દામ તે અમને દો. તે સાંભલીને રાજા વીચારગાં પડયો. તે વારે વણીક પુત્રે રાજાને લોભે પતલ્યો દેખીને નીરાશ થઇને વણીક પુત્ર ઘરે ગયો. હવે તે શેઠ વૃધ વણીક મરણ પામીને વાંદરો થયો. તે રાજાની ફુલવાડીમાં આવ્યો તીહાં માલીના મુખથી હારની વાત સાંભલીને જાતી સમરણ જ્ઞાન પામ્યો. પુરવ ભવ દીઠો. પછે રાજાએ અર્ધ દામ ન આપ્યાં, એહવું સાંભલીને વાંદરો પોતાને ઘેર આવીને પાટલા ઉપર અક્ષર લખીને પુત્રને સમજાવ્યો. પછે વાંદરો ઘણી રીસ કરીને વાડીમાં ગયો. તે વારે ચેલણા રાણી દાસીને લઈને ફુલવાડીમાં સ્નાંન કરવા ગઇ. તીહાં સર્વે આભુષણ ઉતારીને દાસીને આપ્યાં. પછે રાણી સ્નાન કરવા બેઠી. તેટલે વાંદરે હાર લીધો. લઇને પોતાને ઘેર આવીને પુત્રને હાર આપ્યો. પછે વાંદરો વાડીમાં ગયો. પછે રાણી સ્નાંન કરીને ઉઠી. ત્યારે શણગાર પહેર્યા તે વારે હાર દીઠો નહીં. પછે રાજાને ખબર કરાવી. રાજાએ અભયકુમારને તેડાવીને કહ્યું. જે આપણો અમુલક હાર ગયો. તેહની તમે ખબર કરો. તેવારે અભયકુમારે સાત દીવસની પ્રતીજ્ઞા કરી. પછે અભયકુમારે અનેક ઉપાય કર્યા પણ કયાંએ ખબર લાધી નહીં, ત્યારે સાતમે દીવસે પાખી જાણીને પોસો કર્યો. ત્યાં અપાસરા માંહે સ્વસ્તીક સુરી ચાર સીષ્યને પરીવારે જીન કલ્પની તુલના કરે છે. તે હવે

ચઉવીહાર કરીને કાઉસગ કરીને પરીવારે અપાસરા માંહે રહ્યા છે. હવે નગર માંહે એહવી વાણી વીસ્તરી જે રાજાનો હાર જેણે ચોર્યો હશે તે નો નામ પ્રભાતે જક્ષ લેશે. એવાં વચન સાંભળીને વણીક પુત્ર વીચારવા લાગ્યો. જે હારની ખબર જાણુશે તો મારા પરીવાર સહીત મુજને મારશે. એતું ચીંતવીને અમુલીક હાર વાંદરને આપ્યો તે હાર વાદરો લઇને અપાસરા માંહે રતસીગસુરી કાઉસગ ધ્યાંને રહ્યાછે. તીંહા આવીને મુંનીને હરદયમાં હાર નાંખ્યો. વાંદરો પાછો પુલવાડીમાં ગયો, પછે આચાર્યની ભક્તી કરવા પ્રથમ શીષ્ય આવ્યો. તે શુરીના હરદયમાં હાર દેખીને ભયભ્રાંત થયો. તે ઉપાસરા માંહે આવતાં નીસહીને ઠામે ભય એવો વચન કહ્યો. તે સાંભળી અભયકુમાર કહે હે સ્વામી નીરભયને થાનકે તમે ભય શબ્દ કીમ કહ્યો. તેનો શબ્દ મુજને સંભળાવો તે વારે મુની કહે હે પ્રધાંન મેં ગ્રહસ્થાવાસે અજ્વારયો. તે આજ પાછો ભય સાંભર્યો. એહવાં સીષ્યનાં વચન સાંભલીને અભયકુમાર કહે તે સબંધની મુજને અનુંગ્રા કરો. પ્રથમ સીષ્ય કથા કહે છે ને અભયકુમાર સાંભળે છે.

હવે પ્રથમ શિષ્ય કથા કહે છે. ઉજેંણી નગરીને વીશે હરીદત્ત અને શીવદત્ત નામે બે બંધવ વસે છે તે જનમના દળીદ્ર છે. એકદા સમયે બેહુ બંધવ સોરઠ દેસે લક્ષમીની ઉપરાજણુ કરવા ગઆ. તીહા જલવટ થલવટના વ્યાપાર કરીને લક્ષમી ઉપારજી. તેની સોના મોહુરો લઇને વાંસળી ભરી પાછા હરખ પામતા થકા ઘર ભણી ચાલ્યા. હવે નગદ લક્ષમીની વાંસળી શીવદત્તે બાંધી. પછી બેહુ બંધવ નગર હુંકડા આવ્યા. તીહાં એક ધરો પાણી ભર્યો દીઠો પછે બંધવે પાણી પીધું, સ્નાન કરીને લક્ષમીની વાંસળી હાથમાં લીધી, ત્યારે લક્ષ્મી દેખીને મન ચલચીત્ત થયો. ચીંતવું જે બંધવને મ-

રણુ પમાડું તો દ્રવ્ય સઘળો મારો થાઅ. એમ ચીંતવતાં વલી જ્ઞાંન દીશાએ વીચાર્યું જે ધીકાર થાઓ મુઝને જે મેં દ્રવ્યની અપેક્ષાએ બંધવને મારવો વીચાર્યો. ઇમ ચીંતવીને બંધવને કહ્યું જે બંધવ એ દ્રવ્ય આપણને અનર્થ કારણ છે. મેં તુઝને મારવાનો વીચાર દ્રવ્યની લાલચે કર્યો; તે માટે એ લક્ષમી આપણને ખપે નહીં ઇમ માંહો માંહે વીચાર કરીને વાંસળી ધરા માંહે નાખી તે મછે ગળી. બે બંધવ ઘેર આવ્યા કુટંબને મલ્યા પછી પારધી જાલમાં મછને ગ્રહ્યો, તે મછને બ્રગની શાક કરવાને ઘેર લાવી. તેટલે મછના ખંડ કરતાં માહેથી ધનની વાંસળી નીકળી તે બેહુને છાની રાખી બંધવે પુછ્યું પણ લોભને અર્થે બેહન સાચુ બોલી નહી. ત્યારે તેની માતાયે જોવા માંડયું તેટલે બેને માતાને કાતી મારી, માતા મરણ પામી. ને વાંસળી અમે દીઠી.તે વારે વીચાર્યું જે વાંસળી ધરામાં નાખી પણ અનરથની કરનારી થઈ તે થકી માતા મરણ પામી. એવી વઇરાગ્ય દશા ચીંતવીને અમે ગુરૂ પાસે દીક્ષા લીદ્ધી. પંચ મહાવ્રત આદર્યો તે માટે હે અભયકુમાર ઇહાં અમને કોઇ ભય નથી પણ ભય અનુભવ્યો. તે ગુરૂની શેવા કરવા નીકલ્યાં. તીહાં અમને સાંભર્યો તે કારણે સાંભર્યો. હવે બીજે પ્રહારે બીજો શીષ્ય ગુરૂને વેયાવચ્ચ કરવા બાહીર નીકલ્યો. તીહાં ગુરૂને કંઠે હાર દીઠો તેવારે સીષ્ય પાછો વલ્યો તેટલે નીસહીને દાંમે મહા ભય એવો શબ્દ સાંભળીને સીષ્યે પુછ્યો. જે મહારાજ તુમને કોઇનો ભય નથી અને મહા ભય કીંમ કહ્યા તે તુંમે અનુભવ્યો હોય તે સબંધ મુઝને કહો.

## હવે બીજો સીષ્ય કથા કહેછે.

અંગ દેસેં ચંપાનગરી તીહાં નાહનું એક ગામછે તીહાં હું કુલપતી મહારીધીવંત હતો તે વારે એક પલીપતી ધાડ લેઈને મા-

હરે ઘેર આવ્યો, તીહા ધાડ ઘરમાં પેઠી તેટલે હું નાસી ગઓ. અને સ્ત્રીને લંપટ જાણીને લેઇ ગઆ, પછે પલીપત્તીયે સ્ત્રીપણે કરીને રાખી. તેવારે હું ગામને બાહેર નીકલ્યો. ચાલતાં એક ગામડે ગયો તીહાં એક વૃધ સ્ત્રી ઘરમાં રહેછે તે વારે દ્રવ્યે કરીને ડોકરીને રાજી કરી, પછે વૃધ સ્ત્રીએ મુઝને કહ્યું જે હે વછ તાહરે કામ હોય તે મુઝને કહે જે હું તુઝને કામ કરી આપીશ તે વારે ડોકરીને સવ વાત જણાવી તે વારે ડોકરી ઘેર ઘેર ફરીને ખબર લાવી. મેં પૂછ્યું જે કીહાં રહેછે ડોકરી કહે તાલવૃક્ષના હેઠળ ઘર છે તીહાં જઇને તારી સ્ત્રીને બોલાવી અને તારો વૃતાંત કહ્યા તે સાંભળી સ્ત્રી હર્ખ પામી. વળતું કહ્યું છે જે સાંજનીવેળાયે તું આવજે તે વેળાયે પલીપત્તી બાહીર ફરવા જાશે તે વેલાએ માહરા. ભરથારને મોકલજો હું મલીશ પછે પોતાને ગ્રામે જાસ્યું એવાં ડોકરીનાં વચન સાંભળીને સાંઝ સમયે હું તીહાં ગઓ, સ્ત્રીએ ઉઠીને મુઝને ઘણો આદરમાન દીધો. પછે મેં ભોજન કર્યું, ખાટ ઉપરે બેઠો. સ્ત્રીએ ઘણાં વીલાપ કર્યા, રૂદન કરવા લાગી તે વેળાએ પલીપત્તી ધાડ લેઈને ઘેર આવ્યો, પછે સ્ત્રીએ મુઝને ખાટ હેઠળ ઘાલ્યો. સ્ત્રી ઉઠીને પલીપત્તીને ઘણો આદર દીધો. ભલે પધાર્યા સ્વામી સુને મંદીર વસ્યું પછે ઉનુ પાણી કરીને પગ પખાલ્યાં. ખાટ ઉપર બેઠાં તીહાં સ્ત્રી પગ ચાંપતાં બોલી હે પલીપત્તી સ્વામી આ વેળાએ માહરો ભરથાર આવે તો તેને તુંમે સું કરો તે વારે પલીપતી કેહે કે સ્ત્રી આ વેળાએ તારો ભરથાર આવે તો તેને ઘણો ધન લક્ષ્મી વસ્ત્રપાત્ર સ્ત્રી સહીત ઘરે પોચાડવા આવું. એવાં પલીપત્તીના વચન સાંભલીને સ્ત્રીએ ભ્રકુટી ચડાવીને ક્રોધ કર્યો તેવારે પલીપત્તી કહે છે હે સ્ત્રી આ વેલાએ તાહરો ભરથાર આવે તો તેહને મારૂ. એવું સાંભળી સ્ત્રીએ સમસા કરીને

મુઝને દેખાડયો. પછે પલીપત્તીએ મુઝને ગળે સાહી ઘણો ઘાયે મારીને અધ પ્રાંણ કર્યો. પાયાલી વાધરે કરીને જકડ બંધ બાંધ્યો. ખાડ માહે નાખ્યો તીણી વેલાએ કુતરો આવ્યો. ચરણના બંધ મોકળા થયા તે વારે જહાં પલીપત્તી સ્ત્રી સહીત સુતો છે તીહાં હું ગઓ. સ્ત્રીને ઉઠાડીને આગલ કરી પુઠે હુ ચાલ્યો. ખડગ છાનો રાખીને આગળ જાતાં વંસની જાલમાં પડયા. તે સ્ત્રીએ વસ્ત્ર ફાડીને મારગમાં નાખ્યાં હતાં તે અહીનાણે પલીપત્તીની ધાડ આવી મુઝને ઝાલ્યો, ઘણું પ્રહારે માર્યો આઠે અંગે ખીલા ઠોક્યાં પછે સ્ત્રીને લેઈને પલીપત્તી ગઓ. હું દુખી થઇને રૂદન કરવા લાગ્યો તે વેળાયે એક વાંનર આવ્યો તેણે ઓખધી લાવીને મુઝને સજીવન કર્યો. ખીલા નીકળ્યા હું સુખીઓ થઓ પછે મેં વાનરને પુછો જે તુઝને ઓખધીની ખબર કીમ પડી. તે વારે વાંનરે અક્ષર લીખીને કહ્યા તે મે અક્ષર વાંચ્યાં જે ઓખદ વઇદ હતો તો ઘણા ઓખધ કરતો તે અંત શમે આરતધાને મરણ પામીને હું વાંનર થઓ તે વારે વનમાં ઓખધી દેખીને જાતી સ્મરણ ગ્નાંન ઉપન્યો, પુરવ ભવ દીઠો, તેણે કરી સર્વે જાણુંછુ. હવે વાંદર કહે જે મેં તુંઝને સુધ કર્યો તે માટે હવે માહારૂં કામ કર તેવારે મેં પુછયું જે તાહરે સું કાંમ છે તે વાંનર કહે જે જુથી સહીત વનમાં રહેતો હતો તીહાં એક વાંનર સબલો આવ્યો તેણે મુઝને ઝીતીને યુથનો ધણી થઓ ને હું નીરબળ થઇને ફરૂંછું તે માટે એ વાંનરને મારીને માહરો યુથ અપાવો તે સાંભળીને વાંનરને જીતીને તેનો યુથ પાછો અપાવ્યો પાછો હું ગાંમમાં આવ્યો. પલીપત્તીને ઘેર જઈને તેહને માર્યો. પછે મેં સ્ત્રીને ઉઠાડી. તે સ્ત્રી સીધાખાં રૂધીર દેખીને આગળ ચાલી હું ખડગ લઇને પાછળ ચાલ્યો. ઇમ ચાલતાં સ્ત્રીને ઘેર લાવ્યો, કુટંબને મલ્યો,

તે માટે હે અભયકુમાર એહવાં સ્ત્રીનાં ચરીત્ર દેખીને હું ભયભ્રાંત થઓ તે વારતા કેહતાં પાર પામું નહી તે માટે ધન કુટંબ સ્ત્રી છાંડીને દીક્ષા લીધી. ગુરૂ પાસે રહ્યા તેણે કરી આજ ગુરૂની વઇઆવચ કરવા ગયો. તીહાં પુરવાલો મહાભય સાંભર્યો તેણે કરી નીસહીને સ્થાનકે મેં મહાભય કહ્યો હવે ત્રીજો પ્રહર થયો તે વારે ત્રીજો સીષ્ય વૈયાવચ્ચ કરવા નીકલ્યો તે ગુરૂના કંઠમાં હાર દેખીને પાછો વળ્યો. તીહાં નીસહીને ઠામે અતીભય એહવો સબ્દ કર્યો તે વારે અભયકુમારે પુછો, હે મહારાજ શ્રીજીનધર્મના પાલકને મહા ભય કીસ્યો. તે વારે મુની કહે મેં પુર્વે અભ્યાસ્યો તે મુઝને સાંભર્યો તે સાભળીને અભયકુમાર કહે તે વરતાંત મુઝને સંભળાવો.

## હવે ત્રીજો સીષ્ય કહેછે.

ઉજેણી નગરીને સમીપે એક નાનુ ગામ છે. ત્યાં સમુદ્રદત્ત નામે વણીક તે મહાલક્ષમીવંત તેનો હું પુત્ર જોવન વય પામ્યો તે વારે પીતાએ સ્ત્રી પરણાવી. પછે સ્ત્રી પીયર ગઇ, તે સ્ત્રી નીર્ગુણી થઈ કેટલાક દીવસ વ્યતીક્રમાં ત્યારે ઉજેણી નગરીએ હું સ્ત્રીનું તેડું કરવા ગયો. મારગમાં જાતાં સાંજ પડી ખડગ લઇને નગર ઢુંકડો ગયો. તીહાં એક સ્ત્રી મસાણમાં જઈને રોવા લાગી, તે સબ્દ સાંભળીને હું તીહાં ગયો. મેં પુછું જે તું કેમ રૂદન કરેછે, તારે શું દુ:ખછે, તે વારે સ્ત્રી કહે માહારા દુઃખનો પાર મુખે કહેતાં આવે નહીં પણ રાજાએ દંડ કરીને માહરો ભરથાર સુળીએ ધાલ્યોછે તેને કાજે હું ભોજન લાવીછું પણ હું તીહાં પોચતી નથી તેણે દુઃખે કરીને રૂદન કરૂંછું. તે સાંભલીને મેં કહ્યું જે હે ભદ્રે તું મારા ખંધ ઉપર ચઢીને ભોજન કરાવ. તે વારે સ્ત્રી મારા ખંધ ઉપર ચઢીને મૃત્યુકનું માંસ કાતીઇ કરી ખંડ ખંડ ભાજનમાં લીધું. તે વારે માંસ લેતા ક-

ધિરના છાંટા પડયા, તે દેખીને મેં ઊંચુ જોયું, માંસ લેતી દીઠી, પછે સ્ત્રીને હેઠી નાખીને હું નાઠો. ઉજેણીની પોળે આવ્યો. તે વારે પોલીએ કમાડ જડયાં તેટલે માહરો એક પગ પોલમાં રહ્યો. અને એક પગ બાહેર રહ્યો તે વારે રાંડ કેડે આવીને મુળમાંથી પગ છેદયો. તેણે કરી વેદના થઇ નગર લોકે મળીને દુરગાદેવીના ભુવનમાં નાખ્યો પછે મેં દુરગાદેવીનો સ્મરણ કર્યો. દુરગાદેવી તુષ્ટમાંન થઇ દેવી કહેછે હે વછ ઉજેણીનગરી સીપ્રા નદી ગંધર્વ મસાણ સર્વ ભુતનો વાસ તેણે ઠાંમે વલી ચોસઠ જોગણીને વસવાનાં ઠાંમ તેણે કરી રાત્રીને સમે નગર બાહેર કોઇ નીકળે નહી. અને નીકળે તો ચોસઠ જોગણી ચળાવે તેણે કરી નગર બહાર રહી થકી હું સાહાજ્ય કરૂંછું અને બારણે રહે તેહને જોગણીઓ લઈ જાઅ પણ તાહરી ભકતી દેખીને હું તુષ્ટમાંન થઇ તે માટે એક તુજને હાર આપુ, તેણે કરી તારો પગ નવો થસ્યે એમ કહીને દેવી અદ્રસ થઈ, પછે હું સાસરાને ઘેર ગયો, ત્યાં બાહીર રહ્યો થકો સાંભળવા ઉભો રહ્યો, તે વારે સાસુ અને સ્ત્રી બેહુ જણ માંહો માંહે વાતો કરતાં ભોજન કરેછે. સાસુએ પુછું હે પુત્રી આજ નવું માંસ કીહાંથી લાવી. પુત્રી કહે હે માતા એ માંસ તાહરા જમાઈનો છે. સઘળો વૃતાંત સંભળાવ્યો, વળી તેનો હથીઆર દેખાડયો. એવી સ્ત્રીની વાર્તા સાંભળીને હું ભયભ્રાંત થયો, પ્રભાત સમયે વૈરાગ્ય દસાએ ગુરૂ પાસે ચારીત્ર લીધો, અને સંસારનો ભય દુઃખ નીવાર્યો પણ આજ ગુરૂની વૈયાવચ્ચ કરવા વેળાએ તે ભય સાંભર્યો તેણે કરી હે અભયકુમારની સહીને ઠાંમે અતીભય શબ્દ કર્યો હવે ચોથો પહોર થયો ત્યારે ગુરૂ ભકતીની વૈયાવચ્ચ કરવા ચોથો સીષ્ય નીકળ્યો. તીહાં ગુરૂના હૃદયમાં અમુલક દેવતાઈ હાર દીઠો. તે દેખીને સીષ્ય પાછો વળ્યો

તીહાં દ્વારે પેસતાંની સહીને હાંમે ભયાતી ભયા એવો શબ્દ કહ્યો. તે સાંભળીને અભયકુમાર કહેછે હે મુની વીતરાગના સાધુ પંચ મહાવ્રતના પાળનાર, છકાયનાપીર, અષ્ટ પ્રવચનનાંધારક, સતાવીસના ગુણના પ્રવીણ, સાતભયઃનીવારક, સંસારના છાંડનાર અને તમને કેનો ભય તે વારે મુની કહેછે હે અભયકુમાર અમે સંસારમાં ગૃહસ્થાવાસે રહેતાં જે મહા ભયાતી ભય અનુંભવ્યો તે અમોને સાંભર્યો. પછે અભયકુંમારે બે હાથ જોડી માંન મોડી કાયા સંકોચીને પુછે છે હે ૠખીરાજ તુંમે અનુંભવ્યો તે મુજને કૃપા કરીને પ્રકાશ્યો.

## હવે ચોથો સીષ્ય કથા કહેછે.

ઉજેણી નામા નગર તીહાં ધનદત્ત નામા શેઠ લક્ષમીવંત ઘણી રૂધીનો ધણી તેહને સુભદ્રા નાંમે ભાર્યા. તેહને હું પુત્ર તે જોવન અવસ્થા પાંમ્યો. માતા પીતાએ ઘણા ઓછવે સરસતી નાંમે કંન્યા પરણાવી તે ભરથારને ને સ્ત્રીને માંહો માંહે ઘણો સ્નેહ તે સંસારના વીષય સુખ ભોગવતાં એકદા સમયે આગણ દૂમણી સ્ત્રીને દીઠી. ભરથારે પુછયું જે હે સ્ત્રી તાહરે સું જોઇએ છીએ ત્યારે સ્ત્રી લાજ પામતી થકી બોલી જે હે ભરથાર તુમે બેઠાં થકા માહરે શું દુઃખ પણ મૃગપુંછ મછની લાલચે હું દુખણી થઇ છું. ભરથારે કહ્યું જે તે મૃગ કિહયાંછે મુજને કહો તીહાથી હું લાવું. તે વારે સ્ત્રી કહે હે સ્વામી મૃગચરમતો રાજગૃહી નગરીએ શ્રેણીક રાજાને ઘેર છે પણ તીહાં જાતાં તમને ઘણા દીવસ થશે તેણે કરી મુઝથી એકલા રહેવાય નહી. એવાં સ્ત્રીનાં વચન સાંભલીને ભરથાર હરખ પામ્યો થકો કહેછે હે સ્ત્રી તાહરા મનનાં મનોરથ પુર ન થાઅ તો જીવીત સ્યા કામનું એમ કહીને ખડગ લઇને ભરથાર રાજગૃહી ચાલ્યો. તીહાં રાજમહીને, સમીપે એક સરોવર જળે ભર્યુંછે તીહાં હું પોહત્યો. હવે

તે સરોવરને તીરે ગણીકાના સમુહવૃંદ ભેલી થઈછે તે ગીત ગ્યાંન સ્નાંન મજંન કરેછે તેહમાં એક મગધસેના ગણીકા મહા રૂપવંતી દેવકુમરી સરખી છે. તેહને એક વીદ્યાધરે ઉપાડી તે વારે મેં દીઠી તે વીદ્યાધરને માર્યો કુટયો તેટલે ગણીકા હાથથી વીછુટી તે સરો- વરમાં પડી પછે બાહેર નીકાળી મુઝ આગળ આવીને કહે તુંમે ઉતમ છો ગુણવંત છો પાક્રમવંત પરઉપગારી તુમે મુઝને ઉગારી તે તમારો ઉપગાર ઘડી એક વીસરે નહી, એમ કહીને મગધસેના ગણીકા મુઝને ઘેર લઈ ગઇ ઉના પાણીએ સ્નાન મંજંન કરીને ભો- જન કર્યો ઘણી ભકતી કરી ગણીકાએ મુઝને પુછયો જે તુંમે કયાં રહો છો કીમ પરદેશે નીકલ્યા છો તે વારે મેં સઘળો વૃતાંત કહ્યો તે સાંભળીને ગણીકા ચમત્કાર પાંમીને કહે જે હે વલ્લભ તુમે સ્રીના ચરીત્ર ન જાણો તે માટે સ્રી તો અતી દુરાચારણી પુરૂષને ભમાડે એહવી તુંમે સ્ત્રીને જાણજો એમ ઘણાં દ્રષ્ટાંત કહ્યાં પણ માહરો ચીત ભેદાંણો નહી પછે મુજ આગળ નાટક ગીત ગ્યાંન કર્યાં પણ મુ- જને કુલપત્નીની વાત વીસરી નહી અને ગણીકા થકી મન મલ્યો નહીં એહવે સમયે શ્રી શ્રેણીક રાજાનો હાથી છુટયો તે ન- ગર લોકને મારવા લાગ્યો. ગઢ ગઢ મંદીર માલીઆં ઘરહાટ વખાર પ્રમુખ ભાગવા લાગ્યો. તે વારે હું સામો ઉઠયો, હું ગજની સીક્ષાની કળાનો જાણ તેણે કરીને મેં હસ્તીને વસ કીધો. નગર લોક સર્વે હરખ પામ્યાં. પછે હું મગધસેના ગણીકાને ઘેર ગયો. મુજને બેસવા આસન આપ્યું, પછે ગણીકા કહે હું રાજા શ્રેણીકના દરબા- રમાં નાટક કરવા જાઇશ. તીંહા તુમે જોવા આવજો. વળી ઘણા લો- ક પણ જોવા આવશે. તે માટે તુંમે આવજો. તે વારે મેં કહ્યું જે આજ તો મુજને થાક લાગ્યો છે. તે માટે હું નહીં આવું એમ ક-

હીને ગણીકાને મોકલી. પછે હું ત્યાં એકલો રહ્યો, તે વારે સ્ત્રીના વચને મૃગના પુંછની ચીંતા ઉપની તે વેલાએ બાહીર નીસર્યો, વાડીમાં ગયો. મૃગનાં પુંછને લઇને નીકલો. તે વારે વનપાળકે ઝાલ્યો, બંધણે બાંધ્યો. હવે ગણીકાએ નાટીક કર્યો, દેખીને શ્રેણીક રાજા તેહને તુષ્ટમાન થઈને ત્રણવાર ગણીકાને વચન દીધાં. તે ગણીકાએ રાજા પાસે થાપણ રાખી. હવે મુજને બંધણે બાંધીને ઘણે કષ્ટે કરી રાજા પાસે લઈ ગયા. સેવકે રાજાને કહ્યું, સ્વાંમી એ ચોર પકડયો છે, તે નાસી જાશે, તે માટે તુંમે હુકમ કરો તીમ અમે દંડ કરીએ. રાજાએ મારવાનો હુકમ કર્યો, તે વારે તીહાં ગણીકા આવીને રાજાને કહે. હે સ્વામી તુંમે મુઝને વચન આપ્યો છે, તે આપો. રાજા કહે માગી લો. ગણીકાએ મુઝને માંગી લીધો. પછે મુજને ઘેર લઈ ગઇ. ઘણી ભકતીપૂર્વક ભોજન કર્યો. તે વારે નાટીકની વેળાએ ગણીકા રાજદ્વારમાં ગઇ. તીહાં રાજા પાસે વચન માંગ્યો જે મુઝને એ પુરૂપને ભરથારપણે આપો. રાજાએ હરખવંત થઈને વર આપ્યો. પછે ગણીકા મુઝને લઇને ઘેર આવી. ઘણી ભકતી સાચવે. ઇમ સુખે દહાડા વ્યતીક્રમ્યા તે વારે મેં ગણીકાને કહ્યું જે હે મગધસેના તમે મુઝને આજ્ઞા આપો તો હું ઘર ભણી જાઉં, મુજને ઘણા દીવસ થયા તે માટે કુલ સ્ત્રી વાટ જોતી હશે. ઘણો ઉચાટ કરતી હસે, ઇમ સાંભળીને ગણીકા કહે હે સ્વામી સ્ત્રી કોઈની ન થાય, અમીઠાં વચન બોલે, રૂદયમાં કુડી હોય અને છીલર જલથી ભયભ્રાંત થાય. પણ સાત સમુદ્ર સહેજે તરે તથા મૂષ દેખીને બીહે પણ મણીધરને હાથમાં લઇને ખેલાવે. તે માટે સ્ત્રીચરીત્ર શાસ્ત્રમાં નવલાખ કહ્યાં છે. તથા મૂર્ખ કહેવાય, પણ બેઠી થકી ઘણા મત જોડે. ઇમ શાસ્ત્રમાં સ્ત્રીનાં ચરીત્ર ઘણાં કહ્યાં છે. તે ન માનો તો હું તમારી સાથે આ-

વું. એમ કહીને ગણીકા શ્રેણીક રાજા પાસે ગઈ. ત્રીજો વચન મા-ગ્યો જે ભરથાર સાથે જઈસ તે વારે રાજાએ તેહને જવાની આ-જ્ઞા દીધી, ગણીકા પોતાને ઘેર ગઇ, પછે ઘણો દ્રવ્ય લઇને સજ્યાઈ કરી. અમે બે જણ ઉજ્જેણી નગર ભણી ચાલ્યાં. પંથ કાપતાં નગર ઢુંકડાં આવ્યાં. તીંહા નગરની બાહીર રહ્યાં. તીંહા રાત્રીને સમે રૂપ પાલટીને ગણીકાએ મુઝને ઘરે મોકલ્યો. હું રાંક થઇને સ્ત્રીના ચરીત્ર જોવા ઘરે ગયો. તે વારે ઘર માંહેથી સ્ત્રી બોલી જે અહો રાંક તું ઘરને બાહીર પથારી કરીને નીંદ્રા લેજે. ઇમ સાંભલીને હું ઘરને બા-હીર સુતો. તે હવે એક પુરૂષ આવ્યો તે વારે ઘરમાંથી સ્ત્રી ની-સરીને તે પુરૂષને લઈ ગઈ, ઉના પાણીએ સ્નાન કરાવીને ભોજન કરાવ્યો, પછે તે બે જણ સુઇ રહ્યાં, તે દેખીને મુઝને ક્રોધ ચડયો. ઉઠીને ખડગ લઇને હું ઘરમાં ગયો, ખડગ કાઢીને તે પુરૂષને હણ્યો. હું દ્વાર સમીપે આવ્યો, પછે સ્ત્રી જાગી. રૂધીર દેખીને વીલખી થઈ તીહાં ભુમી ખણીને તે પુરૂષને ઘાલ્યો. વળી ઉપરે જલનો કુંભ મુ-ક્યો, પછે હું પાછલી રાત્રે મગધસેના ગણીકા પાસે ગયો. સઘળો વૃતાંત ગણીકાને કહ્યો. તે સાંભલીને ગણીકા કહે, હે સ્વામી તુંમે ક-હેતા હતા જે સ્ત્રી મારી છે. પણ નીશ્ચે જાણજો જે સ્ત્રી કોઇની થાઅ નહીં અને થાશે નહીં, તે માટે ચાલો ઘેર જઇએ. એમ વી-ચાર કરીને ગણીકા સહીત હું રાજગ્રહી નગરીએ ગયો, તીંહા મ-ગધસેના ગણીકા સાથે ઘણા કાળ સંસારના સુખ ભોગવતા હવા. એહવા એકદા સમયે એકલો હું ઉજ્જેણી નગરી ભણી ચાલ્યો, ઘરે આવ્યો તે વારે કુળવધુ ઘણો સનેહ કરીને સામી આવી હ-રખ પામી આદરસનમાંન ઘણો દીધો. પછે વલી સ્ત્રી કહે સ્વામી તું-મે એટલા દીવસ મુજને ઘરે મુકીને ક્યાં ગયા હતા. મેં કહ્યું જે

તાહરે વાસ્તે દેસાંતર ફર્યો પણ મૃગપુંછ કીંહાંએ મળ્યો નહીં, તે માટે હું પાછો આવ્યો. ઇમ સાંભલીને સ્ત્રી કહે સ્વામી તુંમે ખેગકુસળ ઘરે આવ્યા તેણે કરી મુજને સર્વ મળ્યો. એમ હરખ ધરીને સ્ત્રીએ ઉના પાણીએ કરીને સ્નાંન કરાવ્યો, ખટરસ સંયુકત ભોજન કર્યો, પછે હું આસને બેઠો. તીંહાં સ્ત્રીએ આહાર નીપજાવીને પ્રથમ બળ મૃત્યુકને ઢોળ્યો, પછે મુંજને પીરસ્યો. ઇમ નીરંતર એણી રીતે અકેકો કવળ મુકે. તેવા સમે એકાદા સ્ત્રીને કહ્યું જે આજ ઘેબર કરીને મુજને અબોટ પીરસો. એહવાં વચન સાંભલીને ક્રોધાતુર થકી ઘેબર નીપજાવ્યાં, તીંહાં હું આસન થાપીને બેઠો. તે વારે એક પ્રથમ ઘેબર ઉતર્યો, તે ઘેબર કુંભઘટમાં નાખ્યો. તે દેખીને મુજને ક્રોધ ચડયો. સ્ત્રીને કહ્યું જે અરે રાંડ પાપણી કુભાર્યા, તાહારા જાર પુરૂષ મૃત્યુકને આપ્યો ને પછે મુજને જમાડે છે, એહવાં વચન સાંભલીને સ્ત્રીએ અગ્ની બળતો કાષ્ટ માર્યો, તેણે હું બળ્યો. તે વેદના કરી હું પીતાને ઘેર ગયો, તીંહા ઘણા દીવસે માહરો દુઃખ ગયો. તે વારે સ્ત્રી ચરીત્ર એહવાં દેખીને વૈરાગ્ય દીસાએ સંસાર મોહ છાંડીને સ્વસ્તીક સુરી પાસે ચારીત્ર લીધો. તે માટે હે અભયકુમાર ગુરૂ વૈયાવચ્ચ કરવા વેળાએ નીસહીને ઠાંમે પુર્વે અનુભવ્યો તે ભયાતી ભય સાંભર્યો, તેણે કરી ભયાતી ભય શબ્દ કહ્યો. એમ ચાર પહોર વહી ગયા તે વારે રાઇ પડીકમણું કરી અભયકુમારે અહોરત્તો પોસહ પાર્યો પછે અભયકુમાર બાહીર નીકળ્યા તેવારે ગુરૂના હૃદયમાં દેવતા સબંધી અમુલીક હાર દીઠો તે દેખીને અભયકુમાર અચરજ પામ્યાથકા વીચાર કરે છે. ધન મુનીરાજને જેણે હાર દેખી આપણો સ્વરૂપ કહ્યો. નીર્લોભી થયા એમ વીચારીને ગુરૂના હૃદયમાંથી હાર લઇને અભયકુમારે રાજા શ્રેણીકને આપ્યો. તે માટે હે કુંચુક શેઠ જીમ સ્વસ્તીક સુરીના ચાર સીષ્ય નીરલોભી થયા

તીમ અમે પણ નીરસોબી છીએ.

**કથા બીજી**—તેવારે કુંચક શેઠ કહે છે, હે રૂખીરાજ તે ચાર શીષ્ય કહ્યા તે નીરલોભી ગાહરે હૃદયમાં વસ્યા પણ તમે અને એ વચ્ચે રાત્રી દીવસનો ફેર છે. એ મુનીરાજ તો મેરૂ સરીખા ચળાવ્યા ચળે નહીં અને તમે તો સીંહને પરે કૃતઘ્ન જાણવા. મુની કહે તે કથા કહો. હવે કુંચક સેઠ સીંહની કથા કહે છે ને મુનીપતી રાજરૂખી સાંભળે છે. વણારસી નાંમા નગરને વીષે જીત સત્રુ રાજા તે નગરે દેવદત્ત નામે વેદ, તે નગરના લોકને રોગ સોક દુઃખ સર્વ ટાળે છે. તેહને બે પુત્ર છે તે બાળક મુકીને પીતા ગરણ પામ્યો. તેવારે રાજાએ બીજો વૈદ થાપ્યો. તેણે સર્વ વર્તી લેવા માંડી તે દેખીને પ્રથમ વૈદની સ્ત્રી રૂદન કરવા લાગી. તે વારે બે પુત્રે પુછ્યું હે માતાજી તમે રૂદન કેમ કરોછો. માતા કહે હે વછ તાહરો પીતા વૈદ હતા તેવારે રાજાનીવર્તી ભોગવતા અને હવેતો વૈદ બીજો ભોગવે છે, તે માટે હું રૂદન કરૂંછું. એહવાં માતાના વચન સાંભલીને પુત્ર કહેછે હે માતા રૂદન કરશો નહીં, અમે બે ભાઈ પરદેસે જઇ વૈદુ ભણીશું ને પછી વર્તી લેઈશું. પછે માતાની આજ્ઞા લઈને બે બંધવ પરદેસે નીકલ્યા, તીહાં ચંપાનગરીએ પીતાનો ગીત્ર વૈદ હતો તે પાસે વૈદક ભણીને પોતાના નગર ભણી ચાલ્યા, તે મારગે આવતાં બે બંધવે એક આંધરો સીંહ દીઠો. તેવારે વૃધ બંધવ કહે છે, હે ભાઈ નીરાધાર હોય તેહનો ઉપગાર કરવો. તે માટે સીંહ ચક્ષુહીન છે, તેહને ઓખદ કરીએ. લઘુ બંધવ કહે હે ભાઇ નીરાધારને ઊપગાર કરીએ પણ પાત્ર કુપાત્ર જોઇને કરવો. પછે લઘુ બંધવે ઘણો વાર્યો પણ ચુરણ લઇને આંખે અંજન કર્યાથી સીંહ દેખતો થયો પછે લઘુ બંધવ વૃક્ષે ચડયો, પછે વૃધ બંધવને માર્યો. લઘુ બંધવ ઘરે આવ્યો, પરીવાર સમીપે સર્વ વૃતાંત કહ્યો. પછે રા-

જયવર્તી લઈને સાખીઓ થયો. તે માટે હે મુનીરાજ જીમ સીંહ કર્યા ગુણનો દુખદાઇ થયો તીમ તમે પણ કૃતઘ્ન થયા.

**કથા ૩**—તેવારે મુનીરાજ કહે હે કુંચક શેઠ અમે સીંહ જેવા નહીં, અમે તો મેતારજ મુનીસરીખા જાણવા. તે વારે કુંચક શેઠ કહે તે મુની મેતારજ રૂખીની કથા અમને સંભળાવો. હવે સાધુ મેતારજ મુનીની કથા કહેછે ને કુંચક સેઠ સાંભળે છે. સાકેતન નામા નગરે ચં-દ્રવતંસક રાજા તેહને બે રાણી પ્રથમ પ્રીયદ્રસના બીજી પદ્માવતી, એ હવે બે રાણી સાથે રાજા વીષય સુખ ભોગવે છે, તે વારે પ-દ્માવતીને બે પુત્ર થયા, બાળચંદ્ર ને ગુણચંદ્ર. તથા પ્રીયદ્રસનાને બે પુત્ર થયા. સાગરચંદ્ર અને મણીચંદ્ર. એહવા ચાર પુત્રે સહીત રાજા રાજ્ય પાળે છે. એહવા એકદા સમયે રાત્રે રાજાએ દીવાને અ-ભીગ્રહે કાઊસગ કર્યો, તે વારે દાસીએ તેલ ઘણો સીંચ્યો. તેણે કરીને રાજાએ કાઊસગ પાળ્યો નહીં. નીશ્ચલ ધ્યાને કાઊસગપણે રહ્યા. તે થાકે કરી રાજાનો શરીર સુકુમાળ તેણે લોહીનો સમુહ પગે ચડયો. પ્રભાત સમય થયો ત્યારે રાજા મરણ પામ્યો. શુભ ધ્યાને દેવ-લોકે ગયો. હવે રાજા મરણ પામ્યા પછી રાજ્યપદની કોઈ લહે ન-હીં. સાગરચંદ કહે માહરે રાજ્યનો ખપ નથી, બાળચંદને રાજ આ-પો. તે વારે પ્રધાન કહે હે સાગરદત્ત રાજ્ય તુમારા યોગ્ય છે. બી જાના જોગ નથી. તે માટે રાજકાજ સંભાલો નહીંતર બીજા રાજા આ-વશે. એહવાં પ્રધાનનાં વચન સાંભળીને સાગરદત્ત પાટે બેઠો. સુખે ની-કંટકપણે રાજ્ય પાળે છે. ત્રીહું બંધવને યુવરાજ પદે થાપા. માંહોમાંહે ઘણો સનેહ ધરતા રાજ્ય પાળે છે. એહવે એકદા સાગરચંદ રાજા ચતુરંગણી સેના સહીત વનક્રીડા કરવા નીકળ્યો. તીહાં અશ્વ ખેલા-વતાં રાજાને થાક લાગ્યો. ક્ષુધાતુર થયાં, તે વારે પ્રીયદ્રસનાએ મો-

દક મોકલ્યા, તે દાસી લઇને આવતાં પદમાવતી રાણીએ મોદકમાં વીખ ઘાલ્યો પછે દાસી રાજા પાસે ગઇ, મોદક આપ્યા. તે રાજાએ ત્રણ બંધવને તેડીને જમવા બેઠા. લઘુ બંધવને વીખ ચડયો. સર્વે હા હાકાર કરવા લાગ્યા રાજાએ દાસીને પુછ્યું, હે દાસી તું એ મોદક કીંહાથી લાવી, કીણે આપ્યા. દાસી કહે હે સ્વામી તું મારી ગાએ મોદક આપ્યા. ને ઇહાં લાવતાં માર્ગમાં મુઝને પદમાવતી મલ્યાં. તેણે મોદક જોયા, તે લઇને તુંમારી પાસે આવી. એહવાં દાસીનાં વચન સાંભળીને રાજાએ મંત્રવાદી તેડાવ્યા, બંધવને સજીવન કર્યો. રાજા બંધવ સહીત ઘરે આવ્યો પદમાવતીને પગે નમસ્કાર કરીને સાગરચંદ રાજા કહે છે હે માતા તુંમારા પુત્રને રાજ્ય આપો અમે આતમાનો સાધન કરીશું. વળી અમે પહેલાં તમારા પુત્રને રાજ્ય આપતા હતા તે ન લીધો અને હવે તમે અંતર કરીને અમને મોટો ઉપસર્ગ કર્યો, તે માટે અમે સંજમ લઇશું. એમ કહીને બાળચંદ્રને રાજ થાપીને, જીન-રાજને પ્રસાદે અઠાઈ મહોછવ પુજાસનાત્ર કરીને જાચક જનને ઘ-ણાં દાન દઈનેગુરૂ સમીપે દીક્ષા લીધી. ઘણા સીધાંતના પારગામી થયા, ગુરૂ સાથે વીહાર કરતા હવા. તે વારે માંહો માંહે સાધુ કહે છે એ ઉજેણી નગરીમાં કોઈ સાધુ વીહાર કરતા નથી. એહવાં સાધુનાં વ-ચન સાંભળીને સાગરચંદ રૂખી પુછે છે જે સ્વામી તેહનો મહાતમ મુઝને કહો. ગુરૂ કહે હે સીષ્ય ઉજેણી નગરીમાં એક રાજાનો પુત્ર બીજો પુરોહીતનો પુત્ર એ બેહુ સાધુને ઘણાં દુખ દેછે તે માટે સાધુ ત્યાં વીહાર કરતા નથી. એહવાં વચન સાંભળીને સીષ્ય કહે, સ્વામી તમારી આગ્ના હોય તો હું ત્યાં જઊં, તેહને સીખામણ દઉં, પ્રતીબોધ દઉં, જીમ પછે કોઇ સાધુને વીટંબે નહીં ઇમ ગુરૂની આ-ગ્ના લઇને સાગરદત્ત સાધુ તીહાં આવ્યા ગુપ્તપણે નગરમાં જઇ બીજા

સાધુનાં પાત્ર લઇને નગરમાં વહોરવા ગયા. ગોચરીએ ફરતાફરતા રાજદ્વારમાં ગયા તીહાં મોટે શબ્દે કરી ધર્મલાભ દીધો તે સાંભળીને બેહુ કુંવર આવ્યા, મુનીને સપ્તભુમી આવાસે લઇ ગયા. મુનીને પુછે જે હે મુની તુંમને નાટીક કલા આવડતી હોય તો નાટીક કરો. મુની કહે તમે વાજીંત્ર ગીત ગાઓ તો હું નાટીક કરૂં તે વારે પુરોહીતનો પુત્ર વાજીંત્ર વજાડે અને સાગરદત્ત સાધુ નાટક કરે છે. હવે સાધુ લધુ લાધવ નીકળ્યા, એ બે પુત્રને સીક્ષા દેવા માટે સાધુ કુંવરને કહે હે વછ તુંમે વાજીંત્ર ગીત કર્યાં પણ માહરૂં ચીત ભેદાણું નહીં તે માટે હું વાજીંત્ર ગીત ગ્યાંન કરૂં અને તુંમે નાટીક કરો. એમ કહીને નાટક કરતાં બે પુત્રનાં અંગ ભાગ્યાં, અચેતન સ્વરૂપ કર્યા, પછે મુનીરાજ ઉતરીને ગયા તે વારે રાજાને ભોજન વેલા થઇ. એટલે પોતાને મંદીરે આવ્યા, તીંહાં ભોજન કરવા નીમીતે પુત્રને તેડાવ્યા. પણ આવ્યા નહીં. પછે રાજા ઊઠીને તે સ્થાંનકે ગયો, કુંવરનો સ્વરૂપ દેખીને દાસીને પૂછ્યું, તે વારે દાસીએ સધળો વૃતાંત કહ્યો. તે સાંભલીને રાજા મુની પાસે ગયો, પોતાના બંધવને દેખીને રાજા મસ્તક નમાડીને પગે લાગ્યો. મુનીને કહે છે હે બંધવ એ પુત્રને તમે શું કરો છો એતો મુર્ખ છે અણુઝ છે તમારા પુત્ર છે તે ઉપર તમારે રોસ કરવો નહીં. તે વારે મુની કહે હે રાજા એ પુત્રને શીખામણુ દેવા સારૂ મેં ઉપાય કર્યો છે. તે માટે હવે એ દીક્ષા લે તો એહને સજીવન કરૂં. રાજાએ ઘરે જઇને સધળો વૃતાંત કહ્યો. હે પુત્ર તમે દીક્ષા આદરો તો તમને સાજા કરે. તે વારે બેહુ કુંવરે વચન અંગીકાર કર્યો. પછે સાગરદત્ત મુંનીએ રાજદ્વારમાં જઇને બે કુંવરને સાજા કર્યા, દીક્ષા દીધી. રાજાનો પુત્ર મન વચન કાયાએ પંચ મહાવ્રત પાળે છે. અને પુરોહીતનો પુત્ર મનમાં ચીંતવે છે,

સાધુ ધરગમાં નાવું નહીં, ધોવું નહીં, મલીન સરીર રાખવું, શ્રુશ્રુષા કેસ નખ પ્રમુખ નીન કરવી, તે માટે બ્રાહ્મણનો ધર્મ સુધ જાણવો. ઈમ આર્ત્ત ધ્યાંને સંજમ પાળતાં છઠ અઠમ તપ ઉગ્રવીહાર કરતા આયુકર્મક્ષય કરીને દેવલોકે બેહુ દેવતાપણે ઉપનાં, એકાદા સમયે બેહુ દેવતાએ કેવલી ભગવાનને વાંદા. ધર્મ દેસનાં સાંભલીને દેવતાએ પુછું જે હે સ્વામી અમે એ ભવી છીએ કે નહીં. ગુરૂ કહે પુરોહીતનો પુત્ર દોહીલો પ્રતીબોધ પામશે. ઈમ સાંભળીને પુરોહીતનો પુત્ર રાજ પુત્રને કહે છે, હે બંધવ હું પ્રથમ મનુષ્યપણે ઉપજીસ તે માટે તું મુજને ઉપદેશ દેજે. એમ કહીને બેહું દેવલોકે ગયા. દેવતાના સુખ ભોગવીને આયુક્ષય કરી દેવતાનો ભવ ક્ષય કરીને ચંડાલણીને કુખે ઉપનો. એકદા સમયે ચંડાલણીએ ભદ્રાને પુછ્યું, હે સ્વામીની આજ તુંમે આમણ દુમણા થઇને કીમ બેઠા છો. તે વારે ભદ્રા કહે માહરે પુત્ર નથી, તેણે કરી દુખી છું. તે માટે તાહરે ઘણા પુત્ર છે તે કોઇ ન જાણે તીમ મુઝને આપે તો હું સુખણી થઊં. એમ માંહોમાંહે સંકેત કરીને હરખ પામતાં સુખે રહેછે. પછે બેહુંનેનવ માસ સાડાસાત દીવસ ગર્ભની પ્રતીપાલના કરતે ગર્ભદીવસ પુરણ થયે પુત્રપુત્રીના જનમ થયા. ગુપ્તપણે માંહોમાંહે ગર્ભનો પાલટો કર્યો. પછે દાસીએ શેઠને વધામણી દીધી તીંહાં શેઠે દાસીને ઘણો દ્રવ્ય આપ્યો. નગરમાં ઘણો ઓચ્છવ મહોછવ કર્યા, ઘણાં મંગળીકનાં વધામણાં વેંચ્યાં, છઠી જાગરણ કર્યાં. બારમે દીવસે કુંટુબને ભેળો કર્યો. ભેળાં કરીને અસન, પાન, ખાદીમ, સ્વાદીમ એ ચાર પ્રકારનો આહાર નીપજાવીને પરીવાર કુટુંબને સંતોષ્યા. પછો પુત્રન નામની સ્થાપના કરી મેતાર્ય નામ દીધો. રૂપે દેવતાના કુંવર સરીખો, કળાએ ચંદ્રમા સરીખો, અતીશે ડાહ્યો, કુંવરને ઉપાધ્યાય પાસે ભણવા મુકયો. તે સર્વ કળાનો જા-

ણુ થયો. તે વારે દેવતાએ સુપનામાં મેતારજને પ્રતીબોધ દીધો; પણ મેતારજ પ્રતીબોધ પામ્યો નહી. હવે નગરને વવહારીએ આઠ કન્યાનો વીવાહ મેળવ્યો. વીવાહ કરવા લગન લીધાં. ઘણાં મંગળીકનાં ગીત ગ્યાંન કર્યાં, ઘર હાટ સણગાર્યાં, પછે મેતારજને ઘોડે બેસાડ્યા, નગરીના વૃંદ ભેળા થયા છે. ઢોલ નગારા પ્રમુખ વાજીંત્ર આગળ વાગવા માંડ્યાં ઇમ ઘણો ઓછવ મહોછવ કરતે મધ્ય ચઊટે આવ્યા. મસ્તકે ચામર છત્ર ઢળાવતે પંચ શબ્દ વાજીંત્ર વાગતે મધ્ય ગાંમ વીચાળે પહોચ્યા. હવે મીત્ર દેવતા વીચારે છે જે એ મેતારજ સુપનમાં પ્રતીબોધ પામે નહી તે માટે દુખી કરૂં તેણે કરી પ્રતીબોધ પામશે. ઇમ ચીંતવીને દેવતા ચંડાળના શરીરમાં પેઠો તે વારે ચંડાળ દુખીઓ થઈને શોકાતુર થઈ બેઠો. સ્ત્રી કહે હે ભરથાર તમે શોકાતુર કેમ બેઠા, તે વારે ભરથાર કહે હે સ્ત્રી એહવો આપણે પુત્ર હોય તો ઓછવ કરીને પરણાવું. ઈમ સાંભળીને સ્ત્રી કહે હે સ્વામી એ મેતારજ તમારો પુત્ર તે મેં શેઠાણીને ગુપ્તપણે આપ્યો છે એમ સઘળો વૃતાંત કહ્યો. તે સાંભળીને ચંડાળ હાથમાં લાકડી લઈને વરઘોડામાં ગયો, લોકને વેગળા કરીને પુત્રને કહે પુત્ર આપણે ચંડાળ છીએ તે માટે એ વણીકની પુત્રી તારે પરણવી નહી. અને હું તને ઓછવ સહીત આપણા કુળની કન્યા પરણાવીશ. એમ કહીને મેતારજને ઘરે લઇ ગયો, સજન વણીક વીલખા થઇને સર્વે ઠેકાણે ગયા, હવે મેતારજને ઘેર લાવ્યા, તીહાં ઘણાં હાડમાંસ મૃતક ઘણી માંખીઓ બણબણે, ઘણી દુરગંધ ઉછળે એવા અતી દુરગંધે શંકા પામતો આમણ દુમણો થઇને બેઠો. તે વારે ચંડાળ કહે હે પુત્ર તું દુખ સોચ કરીશ નહીં હું તુજને રૂપવંતી કન્યા પરણાવીશ એહવાં ચંડાળનાં વચન સાંભળીને હમાર

ઘણો કરતો હવો, જે એહવા દુખ કેને કઇએ ઇમ દુખ ધરતો ઘણે કષ્ટે રાત્રી પડી. તેવારે નીંદ્રા ન આવે, ભુખ પણ ન લાગે, તીંહા રાત્રીને સમયે મીત્ર દેવતા આવીને મેતારજને કહે હે મેતારજ હવે તું દીક્ષા લે. તેવારે મેતારજ કહે હે મીત્ર મુજને ચંડાલનો કલંક દીધો, આઠ કન્યા પણ ગઇ તે પાછી કન્યા પરણાવે તથા શ્રેણીક રાજાની પુત્રી પરણાવે તો હું દીક્ષા લઉ. એવું સાંભળીને દેવતાએ હા ભણી. પછે દેવતાએ એક બોકડો આપ્યો. મેતારજને કહે એ બોકડો લીંડી કરે તે થાલમાં ભરીને રાજાને ભેટણું કરીને પુત્રી માહરા પુત્રને પરણાવ એ રીતે કહેજે. એમ કહીને દેવતા સ્થાનકે ગયો હવે તે બોકડો રતનને ઠામે લીંડાની વીઠ કરે તે થાળ ભરીને ચંડાળ નીરંતર ભેટણું મુકે તેવારે શ્રેણીક રાજા કહે તારા ઘરમાં રતન કીંહાથી આવે છે, અને તું ભેટણું કીમ મુકે છે. પછે ચંડાળ કહે સ્વામી માહરે ઘરે એક બોકડો છે તે રતનની વીઠ કરે છે. ઇમ સાંભળીને રાજા અચરજ પામ્યો થકો કહે છે તે બોકડો અમને આપો. તેવારે ચંડાલે બોકડો રાજાના દરબારમાં બાંધ્યો. ચંડાળ ઘરે ગયો પછે બોકડે વીઠ કરી તેણે દુરગંધ ઉછળી, કોઇ રાજપુરૂષ ભોજન કરી ન શકે. રાજાએ ચંડાળને તેડાવીને બોકડો પાછો આપ્યો. ચંડાળ ઘરે લઇ ગયો તીંહાં રતનની વીઠ કરી, તે રાજાને ભેટણું મુક્યું. રાજાને કહે સ્વામી તમારી પુત્રી મેતારજને પરણાવો એટલો અમારો બોલ પાળો. એહવાં ચંડાળના વચન સાંભળીને રાજાને ક્રોધ ચડયો. ભ્રકુટી ચડાવીને સેવકને કહે એ ચંડાળને પરીવાર સહીત સુળીએ ચડાવો. એહવાં રાજાના વચન સાંભળીને અભયકુમાર કહે છે હે સ્વાંમી કૃપાવંત દયાવંત મહારાજ તમારે રીસ કરવી નહીં, સ્યામાટે જે એહનો કંઈ જોર નથી. એતો કોઇ દેવતા સાનીધે રતનનું ભેટણું કરે

છે તે માટે એનું પારખુ જોઇને પછી તમારે કરવું હોય તીમ કરજો. પછે અભયકુમાર ચંડાળને કહે છે. હે ચંડાળ રાજગ્રહી નગરીનો કોટ સુવર્ણનો કરો, કો સીસા રતનનાં કરો ને વૈભારગીરી પાજ બાંધીને ખીર સમુદ્રને પાણીએ તાહરા પુત્રને સ્નાન કરાવે તથા બાહીર ફુલવાડીમાં સુવર્ણમય આવાસ કરીને તીહાં તાહારા પુત્રને રતનજડીત સીંહાસને બેસારે. આગળ દેવતાઈ નાટક દેવતાઈ વાજીંત્ર વાજતે ગીત ગ્યાંન કરતે મસ્તકે છત્ર ધરતે તીંહાં બેસે. એટલાં કારજ કરે તો તમારા પુત્રને રાજાની પુત્રી પરણાવે. એહવાં અભયકુંમારનાં વચન સાંભલીને ચંડાળ ઘરે આવ્યો. સઘળી વાત જીમ અભયકુંમારે કહી. તીમ ચંડાલે પોતાના પુત્રને કહી. પછે રાત્રીના સમયે મેતારજે મીત્ર દેવતાને કહી. તે દેવતાએ તીમજ કરી આપ્યો, પ્રભાતને સમયે ઘણો સુધ લગન જોઇને ઘણા ઓછવ મહોછવ સહીત મેતારજને પુત્રી પરણાવી પછે આઠ વવહારીએ લગન જોઈને મોટો ઓછવ કરીને આઠ કન્યા પરણાવી. ઈમ નવ કન્યાનો પાણી ગ્રહણ કર્યો. તે નવ સ્ત્રી સાથે સુખ ભોગવે છે તેવારે દેવતા કહે હે મેતારજ હવે તું દીક્ષા લે, મેં તને નીચ કુળેથી ઉંચ કુળે થાપ્યો. તથા પુર્વલી આઠ કન્યા પરણાવી, વલી રાજા શ્રેણીકનો જમાઈ કર્યો. તે માટે હવે તું પ્રતીબોધ પામીને ચારીત્ર આદર. પછે કહીસ જે મુજને સમઝાવ્યો નહીં. એમ દેવતાનાં વચન સાંભલીને મેતારજ કહે. હે મીત્ર દેવતા તેં કન્યા પરણાવી પણ હવે મુજને બાર વરસ સંસારના સુખ ભોગવવાની આજ્ઞા દે. પછે તમે કહેશો તેમ કરીશું. તે વારે દેવતા સ્વસ્થાંનકે ગયા. હવે મેતારજ નવ સ્ત્રી સાથે સંસારના વીષય સોખ ભોગવે છે, દોગંદીક દેવતાની પરે ભોગ ભોગવે છે, ઘણી લક્ષમીનો ભોક્તા થયો. આગળ ગણીકાનો નાટક થાય છે,

યાચક જનને ઘણાં દાન દેછે. એમ સંસારનાં સુખ ભોગવતાં બાર વરસ વહી ગયાં તે વારે દેવતા કહે. હે મીત્ર હવે સંજમ આદરો. એહવી દેવતાની વાણી સાંભલીને નવ સ્ત્રીઓ કહે છે. બાર વરસ તમે મીત્રને દીધાં. પણ બીજાં બાર વરસ અમને સાસરવાસામાં આપો. તેમ દેવતાએ બાર વરસ સ્ત્રીના કહ્યાથી આપ્યાં. તે પણ બાર વરસ વહી ગયાં. તે વારે દેવતાએ મેતારજને પ્રતીબોધ દીધો. પછે દેવતાના કહેવાથી મેતારજે સંસારના મોહ તીવ્ર રાગ છાંડીને નવ સ્ત્રી સાથે શ્રીમહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી. પંચ મહાવ્રત પાળતા તપસ્યા સુભ ભાવે કરતા માસખમણને પારણે રાજગૃહી નગરીમાં ગોચરીને અર્થે ઘરઘર ભમતાં. જીહાં સોની શ્રેણીકને અર્થે નીરંતર અષ્ટોતરસો જવળા ઘડીને રાજા શ્રેણીકને પુજા અવસરે આપે તે સોનારને ઘરે જઇ મેતારજ મુનીએ ધર્મ લાભ દીધો. તે વારે સોની મુનીને નમસ્કાર કરીને ઘરમાં ગયો, ત્યાં ક્રૌંચ પંખીએ જવલા સર્વ ગળ્યા. તે સોની ઘરની બાહીર આવ્યો. તીહાં જવળા દીઠા નહીં તે વારે મુનીરાજને કહ્યું તમે મારા જવલા લીધા? અહીંયાં કોઇ બીજો પુરૂષ આવ્યો નથી તે માટે તમે મારા જવળા આપો તેટલે દયાવંત મુની કોઈનો નામ લે નહી. તે માટે મેતારજ મુની કાઉસગમાં મોનપણે રહ્યા. તે વારે સોનીએ દુષ્ટ પરીણામે મનીને મસ્તકે વાધર વીંટયા પછે મસ્તકમે ખીલી ઉપરે ઘાવ માર્યો તેણે કરી મુનીરાજનાં ચક્ષુ નીકળી પડ્યાં. પણ મેતારજ મુની સાધુ ધર્મથી ચુકયા નહી. પછે સાધુ સુભ જોગે ધર્મ ધ્યાન સુકલધ્યાન ધ્યાતાં અયોગી ગુણ ઠાંણે વર્તતાં અનતગડ કેવલી થયા. પછે ક્રૌંચ જવલા ચરીને ફુલવાડીમાં ગયો તે ઠામે કાઠીએ ભારો નાખ્યો. તે ભારો નાંખતાં બીનો, તેણે કરી ક્રૌંચે જવલા વમ્યા. તે જવલા સોની દેખીને હાહાકાર કરવા લાગ્યો, જે ધીક્કાર હો

મુજને જે રાજાનો જમાઇ સાધુને મેં માર્યો તે માટે રાજા જાણશે તો કુટુંબ સહીત મુજને મારશે. એમ વીચારીને સોનીએ પરીવાર સહીત દીક્ષા લીધી. તે માટે હે કુંચક શેઠ. જેમ તે મેતારજ મુનીએ જવલાં ચોર્યો નહીં અને ક્રોંચ પંખીનો નામ લીધો નહીં તીમ અમે પણ કોઇના દ્રવ્યની લાલચ રાખીએ નહીં. અને કોઇનો નામ લીએ નહીં. તેવારે કુંચક સેઠ કહે છે, સ્વાંમી તમે મેતારજ સાધુ સસરખા નહીં, તમે તો સુકુમાલીકા સરીખા જાણવા. મુની કહે તે સુકુમાલીકા સ્ત્રી કીમ થઈ તે દૃષ્ટાંત કહો. હવે કુંચક શેઠ કથા કહે છે ને મુનીપતી રૂખીરાજ સાંભળે છે.

## કથા ચોથી.

**સુકુમાલીકા સ્ત્રીની કથા.** ચંપા નગરી જીત શત્રુ રાજા તેહની સુકુમાલીકા નામે પટરાણી તે રાજા રાણી સ્નેહલતાએ વીંટાણાં થકાં સાત ભુમી આવાસે રહે, પણ રાજકાજની ચીંતા કરે નહીં તેવારે પ્રધાને રાજાને સમજાવ્યો પણ રાજા સમજ્યો નહીં. તે વારે પ્રધાને બુધીએ કરી રાત્રીને સમયે સખળ મુકીને રાજા રાણી સહીત સય્યા નગર બાહીર વનમાં મુકી. પછે રાજાના પુત્રને પાટે થાપીને ઘણો ઓછવ કર્યો, તેહની આગ્ના સર્વે ઠેકાણે મનાવી, ઇમ સુખે રાજ્ય પાળે છે. હવે જીત સત્રુ રાજા અને સુકુમાલીકા પ્રભાતે જાગ્યાં. રાજા વીચારવા લાગ્યો જે હું સ્ત્રીથી લંપટ થયો તેણે કરી રાજ્યથી સર્વે વેગળો મુજને કર્યો. ઇમ ચીંતવીને જીત સત્રુ રાજા તીંહાં સય્યા મુકીને સ્ત્રી ભરથાર બેહુ સબળ લઈને પરદેશે ચાલ્યાં. આગળ જાતાં રાણીને તરસ લાગી. રાજા પાસે પાણી માગ્યું તે વારે રૂધીર ભુજામાંથી કાઢીને પાયો. પછે રાજા રાણી આગળ ચાલ્યાં, તીંહા રાણીને ભૂખ લાગી. રાજાએ જંઘા ચીરીને મંસનો ભોજન કરાવ્યો. પછે આગળ ચાલતાં રાજા રાણી વણારસી

નગરીએ પહોચ્યાં. તે નગરમાં જઇને આભુષણ વેચીને રાજાએ એક ઘર લીધો તીંહા સુખે રહેછે. પછે વેપાર કરવા એક હાટ ઉઘાડીને બેઠો. તીંહાં પુન્યના સંજોગે વ્યાપાર કરતાં રાજાને ઘણો લાભ આવ્યો.પછે રાજા મધ્યાન સમયે ભોજન કરવા વેળાએ ઘરે આવ્યો તેવારે રાણી કહે છે હે સ્વાંમી ઈહાં ઘરમાં રહેતાં મને દીવસ તે વરસ સમાંન થાય છે તે માટે કોઇક સેવક સરીખો મનુષ્ય લાવો. ઇમ રાણીનાં વચન સાંભળીને રાજા ભોજન કરીને નગરમાં ચઊટે ગયો. તીંહા એક પાંગુલો દીઠો, તે મધુરે સાદે ગીત ગ્યાંન કરેછે તે લોકોનાં મન રીઝવીને કાળ ગમાવે છે. એહવો પાંગુલો દેખીને રાજા કહેછે, હે પાંગુલા તું અમારે ઘરે રહેજે અને ભોજન કરજે. ઇમ રાજાનો વચન સાંભળીને પાંગુલે રાજાનો વચન માન્યો, રાજા ઘરે લઈ ગયો. તીંહાં પાંગુલાને ભોજન કરાવ્યો પછે રાજા રાણીને કહે એ પાંગુલો અતી વીનોદી ગીત ગ્યાંન કરશે અને તાહરી પાસે રહેશે ઇમ કહીને રાજા હાટે ગયો. હવે સુકુમાલીકા રાણી પાંગુલાનાં ગીત ગ્યાંન સાંભળીને રકત થઇ. પાંગુલા સાથે વીષય સુખમાં લુબધી થકી મનમાં ચીંતવે જે રાજા મૃત્યુ પામે તો એ પાંગુલો માહરો ભરથાર થાય ઈમ આરત ધ્યાને ચીંતવે છે. એહવે સમે વસંત રૂતુનો માસ આવ્યો તેવારે નગરનો રાજા પરીવારે પરવર્યો. વસંત ખેલવા નગર બાહીર નીસર્યો. તે વારે જીત શત્રુ અને સુકુમાલીકા બેહું નીકળ્યાં પણ રાજાનો ચીત ભદ્રક સ્વભાવે વર્તે છે અને સુકુમાલીકાનો ચીત દ્રોહ પરીણામે વર્તે છે તે રાજાને કહે છે સ્વાંમી આપણ ગંગા નદીને કાંઠે એકાંતે જઇને બેસીએ ઇમ રાણીના કહ્યાથી રાજા રાણી નદીને કાંઠે ગયા તીંહાં રાણીએ રાજાને નદીમાં નાખ્યો. પછે રાણી હરખ પામતી થકી ઘરે આવી પાંગુળાને ભરથાર પણે આદર્યો, ઘરમાં રાખ્યો. હવે જીત શત્રુ રાજા આઉ-

ખાના બળે અને પુન્યના બળે નદી તરીને બીજે કાઠે નીકળ્યો, તીંહાં અસોક વૃક્ષને હેઠળ સુતો. હવે તે સમસતીક નગરનો રાજા અપુત્રીઓ મરણ પામ્યો. પછે પ્રધાને પંચ દીવ્ય પ્રગટ કર્યાં. તીંહાં નગરમાં ફરતાં ફરતાં હસ્તી નગર બાહીર નીકળ્યો. જીહાં જીત શત્રુ રાજા સુતોછે તીંહાં હસ્તીએ આવીને કલશ ઢોળ્યો. જયજયકાર થયો. બંદીજન પ્રાંણી ગીત ગ્યાંન જસ કીર્તી બોલતા હવા. જીત શત્રુ રાજાની આણ દાણ મનાવી ઘણા ઓછવ મહોછવ સહીત નગર પ્રવેશ કર્યો. જાચક જનને ઘણાં દાન દીધાં. જીત શત્રુ રાજા નીકંટકપણે સુખે રાજ્ય ભોગવે છે, પ્રજા લોકને પુત્રની પેરે નીરવીઘ્ન પણે પાળેછે. હવે સુકુમાલીકા રાણી અસતી પાંગુલા સાથે વીષયસુખ ભોગવતાં દ્રવ્યનો નાશ થયો, દલીદ્રી થયો, તે વારે સુકુમાલીકા પાંગુલાને ઉપાડીને ઘરે ઘરે ફરે ભીક્ષા માગીને પેટ ભરે છે ઇમ પાંગુલો ગીત ગાય તેહમાં સીયલવ્રતનાં ગુણ ગાય તે સીયલના ગુણ સાંભળીને તેહને લોક ભીક્ષા આપતા હવા. ઇમ નીરંતર ભીક્ષા માગતાં દેશ વીદેશ ફરતાં સપ્તસતીકા નગરે જઇ તીંહાં ગીત ગ્યાંનમાં પતીવ્રતાનો ધર્મ ગાય. ઇમનગરમાં રહેછે તે વાર્તા નગરના લોકને મુખે રાજાએ સાંભળ્યું. જે સતી પાંગુલાને મસ્તકે ઉપાડીને ફરે છે. ઇમ સાંભળી મનમાં ચીંતવ્યું જે રખે પાપણી મારી સ્ત્રી હોય ઇમ ચીંતવીને રાજાએ સેવકની સાથે રાજદ્વારમાં તેડાવી. તે વારે સ્ત્રી પાંગુલાને લઇને રાજદ્વારમાં આવી. પછે રાજાએ પરીયચ બંધાવીને માંહે રાખ્યા. તીંહાં પાંગુલો ગીત ગાય તે શબ્દ રાજાએ સાંભળીને પરીયચ વેગલી કરીને સામું જોયું તેવારે રાજાએ બેહુને ઓળખ્યા. પણ રાણીએ રાજાને ઓળખ્યો નહીં. પછે રાજાએ તેહને પુછ્યું, જે તાહરો ભરથાર પાંગુલો કેમછે.અને તમે દલીદ્રપણે કીમ ફરોછો.તેવારે રાણી કહે સ્વાંમી મા-

હરા માતા પીતાએ એહવો ભરથાર પરણાવ્યો. તે હું સતી તેણે કરી આરાધુ છું. એમ સુકુમાલીકાનાં વચન સાંભળીને રાજા મસ્તક ધુણાવીને કહે છે. જે જુવો બાપડી સતીનું કાગ–યત–પહેલું લોહી પતી તણું પીધું તરશી જાણ. જાંગ માંસ ખાધો પછે, ભુખી થઇ નીરવાંણ. ૧ પુર્વે વહે ગંગા જીહાં પતીને નાંખ્યો તેમાહે. જુવો સતી આવીજ છે. પાંગુળો શીર ચઢાય. ૨. એમ રાજાના મુખથી વચન સાંભલીને ભરથારને ઓળખ્યો. પછે રાજાએ બેહુને દેસવટો દીધો. તે માટે હે મુનીરાજ જીમ સુકુમાલીકા કૃતઘ્ન થઇને પતીને છાંડ્યો તીમ તુમે પણ કૃતઘ્ન થયા. એહવાં કુંચક શેઠનાં વચન સાંભળીને મુનીપતી રાજરૂખી કહે છે હે શેઠ અમે તો સુકુમાલીકા જેવા નહીં અમે તો ભદ્રક વૃખભની પરે સુઝતા થઇને કામ કરીશું પછે કુંચક શેઠ કહે છે. સ્વાંગી તે ભદ્રક વૃખભ કીમ થયો. તે કહો. હવે મુનીપતી રાજરૂખી વૃખભની કથા કહે છે અને કુંચક સેઠ સાંભળે છે.

ચંપા નગરીએ એક વૃખભ છે તે મદોનમત મહા બળીષ્ટ ગોકુળમાં સર્વે તીર્યંચ ચતુપદમાં મોટો થયો છે, તીંહાં બીજો વૃખભ કોઇ રહે નહીં વળી તે વૃખભને કોઇ પુરૂષ રોકે નહીં, અને તે વૃખભથી બલીષ્ટ હતા તે નાસી ગયા. હવે તે વૃખભ જૈની શ્રાવકની સંગતે ભદ્રક પરીણામીને ક્રોધ ઉપસમાવ્યો. તે વૃખભ ગોકુળ છાંડીને નગરમાં રહે, તે કોઇને મારે નહીં પછે તેનું નામ ભદ્રક વૃખભ કહે. હવે તે નગરમાં એક જીનદાસ નામે શ્રાવક છે. તે સમકીતધારી નવ તત્વનો જાણ, શીયળ વૃત, જીનરાજની આજ્ઞાનો પાળક, અગ્યાર પ્રતીમાનો વહેનાર, શુદ્ધ દેવ, ગુરૂ, શુદ્ધ ધર્મનો જાણ, પોસહ પડીકમણાનો કરનાર એહવો જીનદાસ નામે શ્રાવક તે એકદા ચઉદસને દીવસે પોસહ કરવા એક સુંને ઘર છે, જીહાં કોઈ

પુરૂષનો પ્રવેશ ન થાએ એવા ઘરમાં જઇને જીનદાસે પોસહ ક-ર્યો. હવે તે સેઠની ભાર્યા ધનશીરી નામે પરીણામે દુષ્ટ છે. કુસ-તીમાં સીરોમણી તે જીહાં સેઠે પોસહ કર્યો છે તીહાં પલંગ લઇને આવી. તે કોઈક જાર પુરૂષ સાથે સંસારના સુખ ભોગવે છે. તે વારે શેઠે કાઊસગ કર્યો છે. તેના પગ ઉપર પલંગનો પાગો આ-વ્યો તે પગ છેદીને ખીલો પગમાં પેઠો. તેણે કરી શેઠને ઘણી વે-દના આકરી થઇ, પણ સ્રીને વીખયસુખ ભોગવતીદીઠી. તે ઉપરે શેઠે કાઊસગમાં ક્રોધ કર્યો નહીં. હ્રુદયમાં સુભધ્યાંન વરતતાં આણસણ કરી, સર્વે જીવ ઉપર દયા ભાવ રાખીને આયુક્ષય કરી, દેવલોકે દેવતા પણે ઉપન્યાં. હવે સ્રી વીખયસુખ ભોગવીને ઉઠી. જે વારે પલંગ ઉપાડગો તે વારે ભરથારનો કલેવર પડયો દેખીને ધનસીરી બીહતી ચીંતવવા લાગી, જે લોક જાણશે તો મુજને કુસતી કહીને ભરથાર માર્યાનો કલંક દેશે એમ વીચાર કરે છે, તે હવે ભદ્રક વૃખભ ન-ગરમાં ફરતો, શેઠને ઘેર આવ્યો. ધનસીરીએ વૃખભને દેખીને ઘર-માં લઇ ગઈ, પછે વૃખભની મસ્તક ઉપર રૂધીરના છાંટા નાખ્યા. અને વૃખભના સીંગડા રૂધીરે લેપ કરીને પોકાર કર્યો. ધાઓ લોકો ભદ્રક વૃખભે મારા ભરથારને માર્યો. એમ સ્રીના શબ્દ સાંભળીને ઘણા લોકો ભેળાં થઇને સ્રીને પૂછેછે સ્રી કહે એ ભદ્રક વૃખભ નીચી દ્ર-ષ્ટીએ દીઠે તેણે મારા ભરથારને માર્યો. તે વારે લોક વૃખભને ધીટ ધીટ કહે, વળી એ વૃખભ ભદ્રક હતો પણ કુબુધી ઉપની તેણે કરી શેઠને માર્યો, એમ લોકે વૃખભને ધીટકાર્યો. તે સાંભળીને વૃખભે મ-સ્તક ધુણાવ્યું. તે વારે ડાહ્યા પૂરૂષ પ્રધાન બુધીવંત તેણે મસ્તક ધુણાવતો દેખીને લોહનો ગોળો ઉનો કર્યો. ને વૃખભે જીભે ચાટયો. ઘણી વાર રાખ્યો, પછે ગોળો સુવર્ણમય થયો. નગર દેવતાએ સહાય

કરવા કંઠને વીશે સુર્વણનો ઘંટ નાંખ્યો અને મસ્તકે બાવનાચંદનનાં છાટણાં કીધાં તે દેખીને નગર લોકે વૃખભને સાચો કહ્યો. પછે સેઠાણીને તેડાવીને નગર બાહીર કાઢી દેશવટો દીધો. તીમ હે કુંચક શેઠ જીમ ભદ્રક વૃખભે કલંક ઉતાર્યો તીમ અમે પણ ઘડામાંથી સરપ કાઢસું.

કથા છઠી. તેવારે શેઠ કહે સ્વામી જ્યારે ચોરને પુછીએ તેવારે ધીર્ય ધરીને નાકારો કહે પણ તે ચોર માને નહી. જીમ લુણ ભીમીએ થાય તે લુંણ ભુમીને વીણસાડે. તીમ તુમે મુજને કર્યા ગુણના અજાણ થયા તે માટે તમને સાચાપણુ કીમ કહીએ, જીમ ગરોળી માંખીને હણે તીમ તમે મુજને કર્યા ગુણનો અજાણ થયા. મુની કહે હે સેઠ તે ગરોળીની કીમ થઇ તે દ્રષ્ટાંત કહો. હવે કુંચક શેઠ ગરોળીની કથા કહે છે ને મુનીપતી રાજરૂખી સાંભળેછે. સંસારને વીશે લોકાભાષાએ માંખીનો વાઘ કરોલીઓ કહેવાય છે તે થળચર જીવમાં સીધાંતે કહ્યો છે. તે ગરોલી રાત્રીને સમે નીંદ્રા લહે તેણે કરી ચક્ષુએ પીહાવળે તેટલે ગરોળી દેખે નહીં. તે ગરોલીના માંખી જેવારે પીહા ખાયે તેવારે ગરોળી દેખતી થાય, તેટલે માંખીને મારે. તીમ હે સાધુ જીમ દુષ્ટ પરીણામીને માખી દેખતાં કરે ઉપગાર કરે. તે માંખીને ગરોલી મારે તીમ હે મુનીરાજ તમે પણ કર્યા ગુણના અજાણ થયા. તેવારે મુની કહે છે ને કુંચક શેઠ સાંભળેછે. હે કુંચક શેઠ અમને જુઠો આળ દેખ્યા વીના કીમ દોછો તેવારે પ્રધાને જીમ પૂર્વે સાચ જુઠનો નીયમ કર્યો તીમ અમે પણ નીર્ણય કરશું. તે વારે કુંચક શેઠ કહે છે સ્વાંમી તે કથા કહો.

## હવે મુનીપતી રાજરૂખી કથા કહે છે.

ચંપાનગરીને વીશે નારધન દળીદ્ર ધનપાળ નામે શેઠ વસે છે. વળી તીહાં ધનનો પાત્ર લક્ષમીવંત અભીનવ આભા સેઠ વસે

છે. તેને કનકસીરી નામે પુત્રી છે, માહા રૂપવંત, ચોસઠ કલાની જાણ છે. અને ધનપાળની પુત્રી ધનસીરી નામે તે બેહુ કુમારી માહોમાંહે સખી બેનપણી છે. તે એકદા સમયે સ્નાન મંજન કરવા નગરમાંથી બાહીર બેહુ કુમારી ગઇ, તીહા વાવ્યને કાંઠે કનકસરીએ આભરણ મુકીને બેહુ સ્નાન કરવા પેઠી. પછી ધનસીરી સ્નાન કરીને પ્રથમ બાહીર આવી ને આભૂષણ પેરીને ઘરે ગઇ. પછે કનકસીરી સ્નાન કરીને બાહીર નીકળી ત્યાં આભુષણ દેખે નહી, તેવારે ઘેર જઇને આભૂષણ માગ્યું, ધનસીરી કહે હે બેહેન દીઠાવીણ કોઇને જુઠો આળ દેવો નહી. એમ સાંભળીને ઘેર જઇને તાતને કહ્યું. તે વારે અભીનવ શેઠે ધનપાળને તેડાવ્યો પછે કહ્યું જે ધનપાળ અમારી કુંવરીનો હાર આપો. ને સાંભળી ધનપાળ કહે હે શેઠ તુમે ધનપાત્ર થઇને એમ અસત્ય ભાષા શું બોલો છો. એ આભુષણ તો અમારી પુત્રી ધનસીરીનો છે. એમ માંહોમાંહે બેહુ શેઠ વીવાદ કરતા રાજસભામાં ગયા. રાજાને ફરીયાદ કરી. પછે રાજાએ બેહુ શેઠને તેડાવીને પ્રધાનને કહ્યું, એ આભુષણ અમારા હાથમાં દીયો. પછે બેહુ પુત્રીને તેડાવીને હારનો તોલ માપ પુછ્યો તથા હાર પેહેરવાનો સ્થાનક જોયો, પણ ઠામ ન આવ્યો. તે વારે પ્રધાને બુધ્ધીએ વીચારીને હાર કનકસીરીને આપ્યો, પછે ધનપાળને કાઢી મુકયો. અને કનકસીરીને ઘણા ઓછવ સહીત ઘરે પાછી મોકલી. તીમ હે કુંચક સેઠ જીમ પ્રધાને બુદ્ધીબળે આભુષણનો નીરણય કર્યો તીમ અમે પણ સાચ જુઠનો નીર્ણય કરસ્યું, કથા ૮ તે વારે કુંચક શેઠ કહે હે સ્વામી તુમે તો એ શરીખા નહીં, તુમે તો વડુઆ બરામણ સરીખા છો. મુની કહે તે વડુઆની કથા કહો. હવે કુંચક શેઠ વડુઆની કથા કહે છે.

કોઇક ગામે એક બ્રાહ્મણ રહે છે. તે જનમનો દળીદ્ર છે. તે-

ણે એક કાષ્ટની દેવી કરાવી તે દેવીને નગરની પોળે થાપીને પુંજા કરે, ફુલફુલ ચડાવે, તે દેખીને નગરના લોકે દેવીની માનતા કરી. કોઇક નીવેદ મુકે, કોઈક ધન મુકે, કોઇક ધાન મુકે, તે લેઇને બ્રાહ્મણ ધનપાત્ર થયો. પછે તે બ્રાહ્મણે દેવીને કુપમાં નાખી. તીમ હે મુનીરાજ જીમ બ્રાહ્મણ ધનપાત્ર થઓ, પછે દેવીને નાખી દીધી, તીમ તુંમે પણ કૃતઘ્ન થઆ. કથા ૯ તે વારે મુંની કહે. હે કુંચક શેઠ અમે તો નાગદત્તનીપરે નીરલોભી છીએ. કુંચક સેઠ કહે, તે નાગ દ કોમ થયો તે દ્રષ્ટાંત અગને કહો.

## હવે મુનીપતી કથા કહે છે.

વરાંણસી નામા નગરે તીહાં જીતશતરૂ રાજા ત્યાં લક્ષમીવંત ઘણી રીધીનો ધણી, ધનદત્ત નામે વ્યવહારીઓ નગર શેઠ છે. તેહનો પુત્ર નાગદત્ત નામે માહા રૂપવંત બહોતેર કળાંના જાણ છે. તેનાં માતા પીતા જઇને ધર્મના જાણ શ્રાવક ધર્મના પાળક બેટંકનાં પડીકમણાં કરે. પરવ તીથીએ પોસહ સામાયક કરે, એવ એકદા સમયે જીનરાજનો ઓછ્વ થયો, તે દીવસે ઘેર ઘેર મંગલીકનાં વાજીત્ર વાજતાં હવાં. ત્યાં ઘણાં ગીત ગ્યાન કરતા હવા, તે વારે નાગદત્તકુમાર જીનરાજને પ્રસાદે ગયો. હવે તે નગરમાં એક લક્ષમીવંત પ્રધાન છે. તેહની પુત્રી નાગવત્તી નામે ચોસઠ કળામાં પ્રવીણ રૂપે ઇંદ્રાણી સરખી, તે કન્યા જીન મંડપે આવી. તીહાં નાગદત્તનો રૂપ દેખીને રાગ ઘણો ઉપન્યો. તેવારે ઘેર આવીને પીતાને કહ્યું જે મુજને પરણાવો તો નાગદત્તને પરણાવજો. બીજો વર કરવાને નીમ. એવી વાત સાંભળીને પ્રધાન નાગદત્તને ઘેર ગયો, તેને કહ્યું જે નાગદત્ત માહારી કન્યા રૂપવંત નાગવત્તી નામે તે તુજને પરણાવું. તેવારે નાગદત્ત કહે મારે તો સ્ત્રી પરણવી નથી, અને ચારીત્ર લેવો છે. ઘણું કહ્યું

પણ માન્યું નહીં. પછી પ્રધાને પુત્રીને કહ્યું. નાગવતી કહે આ ભવે તો નાગદત્ત ભરથાર થાય નહીતર દીક્ષા લેઈશ હવે એકદા સમયે કોટવાળે તે કન્યાને દીઠી, રૂપ દેખીને મોહ પામ્યો. જે હું એહને ઘણે ઓછાંને પરણું ઇમ ચીંતવીને પ્રધાન પાસે ગયો, કન્યા માગી તેવારે પ્રધાન કહે એ કન્યા તો નાગદત્તને દીધીછે. ઈમ સાંભળીને તલાર ચીંતવે છે. કોઇક ઉપાય કરીને નાગદત્તને મારૂં તો એ નાગવત્તી સ્ત્રી મારી થાય, ઈમ ચીતવીને તલાર નાગદત્તના છીદ્ર જોવેછે તેવારે એકદા સમયે જીતશત્રુ રાજા ચતુરંગણી સેના લેઇને રયવાડીએ ગયો. તીંહાં અશ્વ ખેલાવતા રાજાના કાનેથી કુંડળ પડી ગયું. ઘણો જોયો પણ દીઠો નહી, રાજા નગરે આવ્યો, તલારને તેડીને કુંડળની ખબર કાઢવાનો આદેશ દીધો. હવે જીનરાજની પુજા કરવા નાગદત્ત ગયો, તીંહાં મારગમાં કુંડળ પડ્યો દેખીને વેગળો ચાલ્યો. જીનરાજને વાંદી સ્તવના પુજા કરીને કાઉસગ કર્યો. તીંહાં તલારે નાગદત્તને દેખીને કુંડળ નાગદત્તને કાને નાખ્યો પોતે ચીંતા રહીત થયો. પછે રાજા પાસે જઈને કહ્યું સ્વામી નાગદત્તકુમાર નગરને બાહીર જીનને પ્રસાદે કાઉસગ કરીને ઉભો છે તેહને કાને કુંડળ દીઠો છે તેહને પાસેથી મગાવો. ઇમ કોટવાળનાં મુખ વચન સાંભળીને રાજાએ સેવકને મોકલ્યા. સેવક નાગદત્તને ઉપાડીને રાજદુવારે લાવ્યા. રાજાએ પુછ્યો હે નાગદત્ત અમારો કુંડળ તમને કોણે આપ્યો તેવારે કોટવાળ ઉપર દયા આણીને નાગદત્ત માન કરીને રહ્યો, કાંઇ પાછો બોલ્યો નહી, ઊતર દીધો નહી, તેવારે રાજાએ ચોરનો દંડ સુલીયે ચઢાવાનો આદેશ દીધો. ત્યારે કોટવાળે નાગદત્તને ગધાડા ઊપર બેસાડ્યો, મસ્તકે સુપડાનો છત્ર ધર્યો, વાસીદાના ચામર ઢાલે, આગળે ડંકરાળ શબ્દ બોલતા નાગદત્તનો મૃત્યુ કરવા નીકળ્યા નાગદત્તે કોધ

ઉપસગાવ્યો. રૂદયમાં પંચ પરમેષ્ટીનો ધ્યાન ધરે છે એહવી રીતે નગર બાહીર ગયા, એહવી વારતા નાગવતીયે સાંભળી હાહાકાર કરતી ઘર પ્રસાદે જીનરાજની સ્તુતી કરીને સાસન દેવતાને સમરીને કહેછે. હે સાસન દેવતાઓ માહરે આ ભવે નાગદત્તને ભરથારપણે માન્યોછે તેને ઉપદ્રવ્ય પરીસહ જીહાં સુધી વીલય નહી થાય તીંહાં સુધી માહરે ચ્યાર આહરના પચખાણ છે. એમ અભીગ્રહ કરીને નાગવતીએ કાઉસગ કર્યો. હવે નાગદત્તને મસાણ ભુમીએ જઇને સુલીએ ચઢાવ્યો. તે સુલી ભાંગીને બે કટકા થયા. પછે ખડગ મારે તે ખડગ ફીટીને આભુષણ થાય. દેવતાના પ્રભાવથી મસ્તકે મુગટ, બે હાથે બેરખા, કાને કુંડળ, કંઠને વીસે ફુલની માળા થઇ. તે વારે તે વારતા રાજાને કહી. તે વારતા રાજા સાંભળીને વીસ્મય થયો થકો પરીવાર લઇને નગર બાહીર આવ્યો. તીંહાં નાગદત્તને દેખીને રાજાએ હાથી સણગાર્યો. તે ઉપર બેસાડીને મેઘાછત્ર ધરાવતે રાજા અને નાગદત્ત બેહુ પટ હાથીએ બેઠા થકા ચામર ઢળાવતાં આગલ નાટક થાતાં પંચ શબ્દ વાજીંત્ર વાજતે બંદીજન બીરૂદાવલી બોલાવતે ઘણે ઓછવ સહીત નગર પ્રવેશ કર્યો. ઘર હાટ બજાર સણગાર્યાં, ઠામ ઠામ તોરણ બંધાવ્યાં, ઠામ ઠામ મંગલીકનાં ગીત ગ્યાન કરતે રાજદુવારે લાવ્યા. સીંઘાસણ થાપીને નાગદત્તને બેસાડયો. પછે રાજાએ કુંડળનો સબંધ પુછયો. તેવારે નાગદત્તે સઘલો વૃતાંત કહ્યો. તે સાંભલીને રાજાને ક્રોધ ચડયો, તલારને મારવાનો ઉપદેસ દીધો. કુંવરે કહ્યું સ્વામી એ તલારને અભયદાન દીયો. ઇમ નાગદત્તનાં વચન સાંભળીને રાજાએ કોટવાલને જીવતો મુકયો. પછે નાગદત્તને ખમાવીને ઘણા ઓછવ સહીત ઘેર મોકલ્યો. તેવારે નાગવતીએ સાંભળીને સાસન દેવતાની સાનીધ જાણીને કાઉસગ પાર્યો પછે પ્રધાન

નાગદત્તને ઘેર ગયો, નાગવતીનો વૃતાંત કહ્યો, તે સાંભલીને માત પીતાએ ઘણો આગ્રહ કરીને તે વીવાહ મેળવ્યો. પછે સુભ મહુરત જોઇને માત પીતાએ લગન લીધાં, ઘણો ઓચ્છવ કરીને કન્યાનો પાણી ગ્રહણ કર્યો. કેટલાએક કાલ નાગદતે નાગવતી સાથે સંસારના વીષયસુખ દોગંધીક દેવતાની પરે ભોગવ્યાં. પછે અનુક્રમે ચારીત્ર લઇને સુત્ર સીધાંત જાણી તપ તપીને અંત સમયે અણસણ કરીને દેવલોકે દેવતાપણે ઉપનાં. તીમ હે કુંચકશેઠ જીમ નાગદત્તે કુંડલનો લોભ ત્યાગ કરીને સુખ પામ્યા, તીમ અમે પણ તમારા ધન ઉપરે લોભ નહી કરીયે. જીમ નાગદત્તે તલારનો નામ દીધો નહી, તીમ અમે પણ કોઇને કલંક લગાડીએ નહી, તેવારે કુંચકશેઠ કહે તમે તો નાગદત્ત જેવા નહી તમેતો સુતારની પેરે કૃતઘન થયા, હવે મુની કહે તે સુતારની કથા કહો. હવે કુંચકશેઠ કથા કહે છે.

કોઈક ગામે એક સુતાર રહેછે, એકદા સમયે કાષ્ટ લેવા વનમાં ગયો તીહાં એક સીંહ દીઠો; સુતાર ઉતાવળો વૃક્ષે ચડયો. તે વૃક્ષે એક વાનરી દીઠી તે દેખીને સુતાર ભયભ્રાંત થયો. જે ઉપર તો વાનર અને હેઠળ સીંહ આવ્યો, ઈમ ચીંતવીને ભયભ્રાંત થયો. તે વારે વાનરી કહે હે મનુષ ઉપર આવ. મારાથી ભયભ્રાંત થઈશ નહીં. ઈહાં રવી આથમ્યો તેવારે મારા ખોળામાં મસ્તક મુકીને નિંદ્રા લે. ઇમ સાંભળીને સુતાર સુઇ રહ્યો, તીવારે સીંહ આવ્યો. આવીને વાનરીને કહે છે, હે વાનરી તું મનુષનો વીશ્વાસ રાખીશ નહીં, તે માટે એ મનુષને હેઠો નાંખ, હું ભક્ષણ કરીને સ્થાનકે જાઊં. ઈમ સાંભળીને વાંનરી કહે હે સીંહ હું વીશ્વાસઘાત કરૂં નહીં. તે વારે સુતાર જાગ્યો અને વાનરી સુઇ રહી. પછે સીંહ આવીને સુતારને કહે છે, હે મનુષ તું વાનરનો વીશ્વાસ રાખીશ નહીં, તે માટે વા-

નરીને નાંખે તો હું ભક્ષણ કરીને ઠેકાણે જાઊં અને તું પણ તાહરે ઘેર જાય, ઇમ સીંહનાં વચન સાંભળીને સુતારે વાનરીને નાંખી તે વારે સીંહ કહે હે વાનરી મેં તુઝને કહ્યું હતું કે માણસનો વીશ્વાસ કરીશ નહીં, તે માટે જો તેં વિશ્વાસ કર્યો તો તુઝને નાંખી; ઇમ સાંભળીને વાંનરી કહે હે સીંહ પરને ઉપગાર કરીએ તો આપણે સુખ પામીએ, ઈમ કહીને વાંનરી ઝાડ ઉપર નાસી ગઈ, સીંહ વીલખો થઇને સ્થાનકે ગયો; સુતાર પોતાને ઘેર ગયો. તે માટે હે મુનીરાજ સુતારે વિશ્વાસઘાત કીધો તીમ તુમે પણ મુઝને વિશ્વાસઘાત કર્યો. તીવારે મુની કહે હે કુંચક શેઠ તું અમને જુઠો કલંક દે નહીં, અને જુઠ પુંઠે પસ્તાવો થાસે, જીમ બ્રાંમણીએ નકુળને મારીને પસ્તાવો કર્યો. તીમ તુઝને થાશે.

### હવે તે નકુલની કથા કહેછે.

એક બ્રામણીએ નોલીઆનું બચ્ચું પાલ્યું: તેહને દુધ દહીં સરસ આહાર કરાવે, ઈમ કરતાં બાળક મોટો થયો, હવે તે બ્રાંમણીને એક પુત્ર જનમ્યો, તે બાળક નવ માસનો થયો. એકદા સમયે બાળકને ઘોડીઆમાં સુવાડયો, પાસે નકુલને બેસાડયો અને બ્રાંગણી મુશળુ લઇને બીજે ઘેર ખાંડવા ગઈ. પુંઠે બાલકની પાસે એક સર્પ નીકલ્યો તે બાળકની પાસે આવ્યો તીવારે નકુલ મનમાં ચીંતવેછે જે માહરી અનુમાતા તે માહરા અનુબંધવને મુકીને બાહીર ગઇ છે અને ઇહાં સર્પ આવ્યો તે માહરા બંધવને મારશે ઈમ ચીંતવીને નોલીયાએ સર્પ સાથે જુધ્ધ કરીને સર્પને માર્યો, પછે હરખ ધરતો થકો પોતાની અનુમાતા પાસે ગયો તીહાં બ્રાંમણીએ નકુલનું મોઢુ લોહીયાલુ દેખીને મનમાં ચીંતવ્યું જે એ પાપી નોલીયાએ માહરા પુત્રનું ભક્ષણ કરીને ઇહાં આવ્યો છે ઈમ ચીંતવીને બ્રાંગણીયે નકુલ

ને મુસળુ માર્યું તેથી નકુળ મરણ પામ્યો. પછે બ્રાગણી ઘરે આવી ઘોડીયામાં બાળકને રમતો દીઠો. પાસે સર્પના કટકા દીઠા, પછે બ્રાહ્મણીએ પસ્તાવો કર્યો. તીમ હે કુંચકશેઠ તું પણ પસ્તાવો કરીશ. તીવારે કુંચકશેઠ કહેછે સ્વામી તુમે દલીદ્રની પરે કૃતઘ્ન થયા.

## હવે કુંચક શેઠ દલીદ્રની કથા કહેછે

સીંઘલ વનને વીશે એક હાથી છે તે હાથીને પગે ખીલો લાગ્યો તે વેદનાયે હાથી ચાલી શકે નહી તે વારે એક હાથણીયે બુદ્ધી વીચારી જે દુખતો મનુષ વીના કોઈ ટાળી શકે નહી ઈમ વીચારીને હાથણી નગર સમીપે ગઈ, તીહાં નગરને બાહીર એક દળીદ્ર સુતોછે તેહને દેખીને હાથણીયે સુંઢે ઉપાડીને હાથી પાસે મુકયો તે દલીદ્રીએ સજ્જ કરીને પગમાંથી ખીલો કાઢયો હાથીને વેદના દુર ગઈ અને નીરોગી થયો, પછે દલીદ્રનો ઉપગાર જાણીને હાથીએ તેહને મોતી તથા દાંત દેખાડયા તે પુરૂષે ઘણો લીધા પછે ભાર સહીત મનુષને ઉપાડીને નગર પાસે મુકયો. તે પુરૂષ ઘણો ધનવંત થયો. તે વારે લોક કહે તુઝને એટલો ધન કયાંથી મલ્યો, તેણે લોકના આગળ સર્વે વાત કહી તે વારતા રાજાયે સાંભળીને મનુષને તેડાવ્યો, દાંતનો અને મોતીનો વૃતાંત પુછયો તેણે હાથીનો વૃતાંત સઘળો કહ્યો પછે રાજાયે ઘણો લશ્કર લઇને તે હાથી હાથણીને બાંધીને નગરમાં લાવ્યા અને રાજદુવારમાં બાંધ્યા, તીમ હે મુનીરાજ તુમે પણ કર્યા ગુણના દ્રોહી થયા, તે વારે મુની કહે હે કુંચકશેઠ અમે તો સીંહણીની પરે બુદ્ધી કેળવીને કામ કરશું.

## હવે મુની કથા કહે છે.

વેતાઢ્ય પરવતે ગુફામાં એક સીંહણી છે. તીહાં સીયાળ અને મુગલી એ ત્રણેને માહોમાંહે ઘણો સ્નેહ છે. તે દીવસે આપ આપ-

ના સ્થાનકે ભક્ષણ કરવા જાય અને રાતને સમયે તે ગુફામાં ભેલી થઇને સુખ દુઃખની વારતા કરે. એકદા સમયે સીંહણીને બે બાળક જનમ્યાં, તે બેહુ સખીને બાળક ભલાવીને સીંહણી ભક્ષણ કરવા ગઈ; તે વારે સીયાળી ભુખી થઇ, મૃગલીને ઊંઘી જઈ દેખીને સીંહણીના બાળકનો ભક્ષણ કર્યો. પછે મૃગલીને મોઢે રૂધીરનો લેપ કરીને સીયાળણી ગુફાની બાહેર બેઠી, તે વારે સીંહણી આવી. તીહાં બાળકને દીઠાં નહી, તે વારે બેહુ સખીને કહ્યું જે હે સખી ગુફામાં તમને બાળક ભળાવ્યાં હતાં તે કયાં ગયાં, તે વારે સીયાળણી કહે તાહરા બાળક તો મૃગલીયે ભક્ષણ કર્યાં, એહમાં તું મુઝને સું પુછેછે. ઇમ સાંભલીને મૃગલી કહે હે સીયાલણી હુંતો ઊંઘી ગઇ હતી તું બેઠી હતી. તે વારે સીયાળણી કહે જેનું મુખ રૂધીરે ખરડયું હોય તેણે બાળક માર્યાં ઇમ સાંભળીને સીંહણી કહે છે તમે માંહોમાંહે વીવાદ શું કરવા કરો છો. તે માટે એક વાત કહું તે કરો; તુમે જે ભક્ષણ કર્યો હોય તે વમો. તે વારે મૃગલીયે આહાર વમ્યો; તેમાં સીંહણીનાં બાળક નીકળ્યાં નહી, તે દેખીને મૃગલીને સાચી કહી, પછે જંબુકીયે આહાર વમ્યો, તેમાં બાળકનો માંસ દીઠો તે દેખીને સીંહણીને કોપ ચડયો, સીયાળણીને મારી અને મૃગલીને સનમાન દીધો. તીમ હે કુંચક શેઠ અમે પણ બુદ્ધીએ કામ કરસુ તે વારે કુંચક શેઠ કથા કહે છે. હે સ્વામી જીભ ઇંદ્રી જીમ વાળી તીમ વળે તે માટે સીંહની પરે કૃતઘન થયા; તે સીંહની કથા કહે છે. હેમવંતનામા પર્વતને વીશે તાપસના ઉડવળા છે તેહમાં તાપસ રહે છે. ફળ ફુલનો આહાર કરે છે, સુર્ય સામી દ્રષ્ટી રાખીને ધ્યાન ધરે છે, એહવે એક સીંહ વનમાં રહે છે તે ફરતાં ફરતાં સીત કાળની રૂતુને વીશે વનમાં ફરતાં સીંહને ટાઢ ચડી; તે થરથર-

તો તાપસના ઉડવાળામાં આવ્યો, તે વારે તાપસે સીંહને ઠરતો દેખીને દયા ઉપની. પછે અગ્નીનો તાપ કરીને સીંહને તપાવ્યો, સ્વસ્ત થયો, સીત મટી તે વારે ભુખ્યો થયો; પછે તાપસનો ભક્ષણ કર્યો. તીમ તુમે મુઝને કૃતઘ્ન થયા. ઇમ સાંભળીને મુની કહે છે, હે કુંચક શેઠ તુમે અમને કલંક દીયો છો તો અમે કષ્ટી શેઠની પરે કલંક ઉતારીશું તેહની કથા કહે છે.

રાજગૃહી નગરે શેઠ માંહે સીરોમણી કષ્ટી નામે વ્યવહારીયો છે, ઘણો ધનવંત છે. તેહને વજ્રા નામે ભારજા છે. તેહનો પુત્ર સાગરદત્ત નામે મહ રૂપવંત દેવકુવર સરીખો બહોતેર કળાવંત કળા સીખવવા નીમને ઉપાધ્યાય પાસે ભણવા મુકયો. હવે એકદા સમયે શેઠે સુક તથા સારીકા તથા કુર્કટ એહવા ત્રણ પંખી વેચાતા લીધા. એકદા શેઠે પરદેશ વેપારે જવાને વીચાર કર્યો. તે વારે મનમાં ચીંતવે છે જે હું પરદેશે જાઊં પણ ઇહાં ઘરનીર રખવાળ કુણ કરશે, તે માટે એહવો કોઇ પુરૂષ મળે તો તેહને ઘેર રાખું. ઇમ ચીંતવીને નગરમાં જોતાં એક બ્રામણ દીઠો. તે શેઠના મનગા ઠીક લાગ્યો; તે વારે બ્રાહ્મણને શેઠ કહે છે હે વીપ્ર તું અમારે ઘેર રહે. તે વારે બ્રામણ કહે છે હે શેઠ તમારે અમને રેહવાનું કહેતું નહી, ઇમ જીમ જીમ બ્રાહ્મણ ના કહે તીમ તીમ શેઠ ઘણો આગ્રહ કરે ઇમ કરતાં શેઠ ઘરે લઇ ગયો. તીહાં જઇને વજ્રા સ્ત્રીને ઘણી સીખામણ દીધી, બ્રાહ્મણને પણ ઘણી સીખામણ દીધી, પછે શેઠ પ્રયાણ કરીને પરદેશ ગયો. હવે બ્રાહ્મણ કપટ કરીને ઘરમાં જાય આવે વજ્રા સ્ત્રી સાથે રાગ રાગ કરે તે દેખીને સારીકા સુડાને કહેછે હે સુકરાજ આપણે પીતાનું અન ખાઇએ છીએ અને સ્ત્રી બ્રાહ્મણ સાથે વીષય સેવે છે તે માટે એહને સીખામણ દીયો, ઇમ સાંભળીને સુકે સારીકાને વારી પણ બોલ્યા

વગર રહે નહી, તે વજ્રાયે સાંભળ્યું, તેવારે સારીકાને મારી નાંખી. તે દેખીને પોપટ ભયભ્રાંત થયો, તેણે ફરી વચન બોલે નહી. એકદા સમયે બે મુની ગોચરીયે ફરતા વોરવા ગયા તેવારે વજ્રા સ્ત્રી આ- હાર લેવા ઘરમાં ગઇ અને વડુઓ બાહીર રહ્યા છંતા એકાંત જાણીને લઘુ સીષ કહેછે, સ્વામી શ્રાવકને ઘરે કુકડો અને સુડોછે તે કેવાછે તે વારે વૃદ્ધ મુની કહે છે. એ કુરકટના મસ્તકની માંજરનો ભક્ષણ કરે તો તે સાતમે દહાડે રાજા થાય. ઇમ કહીને આહાર વોરીને મુની ગયા, પછે બ્રાહ્મણ ઘણો હરખ પામતો ઘરમાં ગયો વજ્રાને ક- હ્યુ એ કુરકટના માંજરની ઇછા થઇછે. તે માટે કુકડાને માર ઇમ સાંભળીને સ્ત્રીયે કહ્યું હું કુરકટને મારીને શેઠને શો જવાબ દઉ. આ- ગળ એક સારીકાનો સીરછેદન કર્યોછે અને કુકડાને કીમ મારૂં. ઇમ સાંભળીને બ્રાહ્મણ કહે જો મારૂં કામ હોય તો કુર્કટને માર, તેવારે પાપણીયે કુર્કટને મારયો તે માંસ પકાવવા ભાજનમાં ઘાલીને અગ્ની ઉપર ચઢાવ્યો, પછે બ્રાહ્મણ સ્નાન કરવા ગયો તેટલે નીશાળથી પુત્ર આવ્યો માતાને કહે મુઝને ખાવા આપ. ઈમ સાંભળીને માંજર વજ્રાયે પુત્રને આપી તે ખાઇને નીશાળે ગયો. પછે બ્રાહ્મણ સ્નાન કરીને ઘરે ગયો ભોજન કરવા બેઠો વજ્રાયે માંસ આપ્યો તેમાં માંજર દીઠી નહી બ્રામણને ક્રોધ ચડયો તેવારે શેઠાણીને કહે એમાંથી માંજર કીહાં ગઈ. વજ્રા કહે પુત્રે કજીયો કર્યો તે માટે માંજર આપી. ઇમ સાં- ભળીને બ્રાહ્મણ કહે તુમને ઘણું શું કહીયે પણ પુત્રને મારીને માંજર આપો તેવારે વજ્રાયે કામઅંધ થઇને પુત્રને મારવાનું ચીંત- વ્યું તે વારતા ધાવમાતા સાંભળીને પુત્રને લઇને નાઠી તે ચં- પા નગરીયે ગઈ તીહાં અપુત્રીયો રાજા મરણ પામ્યો તેટલે પ્રધાને પંચ દીવ્ય પ્રગટ કર્યા, તે નગરમાં ફરતાં સાગરદત્ત

કુંવરને મસ્તકે કળશ ઢોળ્યો, ઘણો ઓછવ મહોછવ કરીને નગરમાં પ્રવેશ કર્યો. સાતમે દીવશે રાજ્ય પામ્યો. ઈમ ચંપાનગરીનું રાજ્ય નીકંટકપણે સુખે રાજ્ય પાળે છે. હવે વજ્જાએ બ્રાહ્મણ સાથે વીષય સુખ ભોગવતાં દ્રવ્ય ખુટ્યો, ઘરહાટ પડી ગયાં, દુખીયાં થયાં ઘણે દીવશે શેઠ લક્ષ્મી લઇને ઘેર આવ્યો. ત્યાં ઘરહાટ પડયાં દેખીને સ્ત્રીને પુછે છે. કીહાં કુરકટ અને કીહાં સારીકા અથવા કીહાં પુત્ર તેહને લાવો. આભુષણ વસ્ત્ર આપીએ. ઈમ શેઠનાં વચન સાંભળીને વજ્જા અણબોલી રહી તે વારે શેઠ સુક પાસે જઇને બેઠો તીહાં સુકને દુરબળ દેખીને પુછે છે હે વછ ઘરનો સ્વરૂપ એ રીતે કીમ થયો તે કહો. તે વારે વજ્જા ઉભી થકી વસ્ત્ર આગળે છે તે દેખીને સુક ભયભ્રાંત થકો બોલે નહીં. પછે શેઠે સુકને હાથમાં લઇને પુછયું તે વારે સઘળો વૃતાંત કહ્યો તે સાંભળીને શેઠ કહે છે હે વછ તમે વનમાં જાઓ અને અમો દીક્ષા લેઇશું. પછે પોતાનો કુટુંબ તેડીને ઘણો ધન આપ્યો. સાત ખેત્રે ઘણો દ્રવ્ય વાવર્યો, અથીર સંસાર જાણીને શેઠે દીક્ષા લીધી અને વજ્જા બ્રાહ્મણને લઇને ભયભ્રાંત પામ્યાં થકાં ચંપાનગરીએ ગયાં. હવે શેઠ ચારીત્ર પાળતા વીહાર કરતા ભવ્ય જીવને પ્રતીબોધ દેતા. અનુક્રમે ચંપાએ આવ્યા. તીહાં ગોચરીએ ફરતાં વજ્જાને ઘેર ગયા, તેણે ઓળખ્યા તે વારે મનમાં ચીતવ્યું જે માહરા ચરીત્ર પ્રગટ કરશે ઇમ ચીંતવીને આહારમાં આભુષણ ઘાલીને મુનીને વહોરાવ્યો તે આહાર વોહરીને બાહેર નીકળ્યા તે વારે વજ્જાએ બુમ પાડી દોડો લોકો એ મુની માહરો આભુષણ ચોરીને જાય છે, તે સાંભળીને કોટવાળ આવ્યો. આહારમાંથી આભુષણ કાઢયો પછે મુનીને મારવા લાગ્યા. તે ધાવમાતાએ દીઠા તે વારે રૂદન કરવા લાગી રાજાએ કહ્યું : હે

માતા તમે રૂદન કીમ કરો છો ધાવમાતા કહે હે પુત્ર તાહરો પીતા સાધુ પાસે આવ્યો છે તેહને ઉપસર્ગ કરે છે. ઇગ માતાના વચન સાંભળીને રાજા ગોખથી ઉતરીને સાધુ પાસે ગયો. પીતાની ઘણી પૂર્વભકતી સાચવીને નમસ્કાર કર્યો પછે વજ્રાને દેશ બાહાર કાઢી મુકી. હવે મુનીની દેશના સાંભળીને રાજા જૈન ધર્મી થયો. મુની વીહાર કરવા લાગ્યા સાગરદત્ત રાજાએ ઘણો આગ્રહ કર્યો. તે વારે વર્ષાકાળ જાણીને સાધુ ચતુરમાસુ રહ્યા, નગરનાલોક જૈન ધરમી થયાં. રાજાએ જીનરાજનો પ્રસાદ કરાવ્યો, ઉપર ધ્વજા દંડ થાપ્યો. ઘણો દ્રવ્ય ખરચીને બીંબ પ્રવેશ કર્યો. ઘણી પહેરામણી કરી, ભકતીપુર્વક સાર્ગીવછળ કર્યાં. એ રીતે જીનધર્મ ઘણો દીપાવ્યો. પછે ચતુરમાસુ જેવારે પુરૂં થયું ત્યાંસુધી નગરનાલોકને પ્રતીબોધ દેઇ જીન આણ પળાવી. અને મીથાત્વીનો ધર્મ વીલય ગયો. જીમ સુર્ય ઉદય પામે થકે ઘુડનાં ચક્ષુ મીંચઇ જાય તેણે કરી દેખે નહીં તેમ મિથાત્વી અંધ થયા. ક્રોધ પામ્યા થકા કુબુધી કેળવીને કોઇક ગરભવંતી સ્ત્રીને કહ્યું જે તું મુનીને કલંક ચઢાવ. ઇમ શીખવીને સ્થાનકે ગયાં. હવે ચતુરમાસુ ઉતરે મુંની વીહાર કરવા સજ થયા. રાજા ઘણે પરીવારે પરવર્યો બાહીર નીકળ્યો, મુનીરાજે વીહાર કર્યો. તે વારે ગરભવંતી સ્ત્રી તીંહાં આવી, મુંનીને કહે હે મહારાજ એ તમારા ગર્ભની પ્રતીપાલણા કુણ કરશે. એટલા દિવસ તો હું લાજતી થકી બોલી નહીં તે માટે તમે વિહાર કરો છો પછે મારી સંભાળ કોણ કરશે. એહવાં વચન સાંભળીને મુનીરાજ વીલખાં થયાં, અને રાજા પ્રમુખ નગરનાં લોકપણ વીલખાં થયાં. અને મીથાત્વી હરખ પામતાં થકાં અપવાદ બોલવા લાગ્યાં. તે વારે મુંનીએ ચીંતવ્યું જે એ કોઇક મીથાત્વીની શીખવણી છે. તે જીનધર્મનો અપ-

વાદ બોલશે, ઇંમ ચીંતવીને મુની કહે હે રાજ્ય લોકો એ સ્ત્રી અ-
ગને કલંક ચઢાવે છે તો તમે એહનો પારખો જુવો. જીમ તમારા
મનમાં સંદેહ છે તે ટળે. હવે મુંની કહે એ ગરભ અમારો હોય
તો જન્મઠાંમે નીકળજો. અને કોઇ બીજાનો હોય તો ઉદર ફાટીને
નીકળજો. ઈમ મુનીએ કહ્યો તે વારે પેટ ચીરીને ગરભ નીકળી
પડયો, સ્ત્રી મુર્છાગત થઈ. પછે રાજાયે બાવનાચંદનનો લેપ કરાવ્યો.
તે થકી સજીવન થઇ, રાજાયે પુછયું. સ્ત્રી કહે મને એટલાં કામ
બ્રાહ્મણે કરાવ્યાં. તે સાંભળીને સાગરદત્ત રાજા કોપાયમાન થયો.
સર્વે ગીથ્યાત્વીને દેશ બાહીર કાઢી મુકયાં. પછે જીનસાસનનો જયજય-
કાર થયો. નગરલોક હરખ પામ્યા. મુનીને વળાવીને રાજાયે નગર
પ્રવેશ કર્યો. જીનધર્મ ઘણો દીપાવ્યો. તે માટે હે કુંચક શેઠ જીમ
બ્રાહ્મણે કુડો આળ ચઢાવ્યો. તે ગર્ભ ફાટી પડયો. તીમ અમે પણ
એ મુનીને પરે કરશું. હે કુંચક શ્રાવક તું સાંભળ. જેને
તાહરો દ્રવ્ય લીધો હશે તે તીહાં ક્ષય પામશે. ઇમ મુની
વગન બોલતાથકા ઘણા ક્રોધે ચડયા. તેણે કરી તેજુલેસા મુકી
ધુગાડો નીકળ્યો તે વારે કુંચકનો પુત્ર ભયભ્રાંત થયો, મુંની પાસે
આવ્યો. કુંચક શેઠને કહે હે પીતા લો તમારો દ્રવ્ય એ મુંનીને કુડો
કલંક દેવો નહીં, એ દ્રવ્યતો અમે લીધો છે ઇગ સાંભળીને કુંચક શેઠે
ચીંતવ્યો જે રખે એ મુંની મુજને બાળે ઇમ ભયભ્રાંત થકો કુંચક-
શેઠ મુનીને પગે નમસ્કાર કરીને ખમાવવા લાગ્યો. હે મુનીરાજ તમે
દયાનાં પાત્ર કૃપાવંત ચઉદરાજ જીવનાં લોકને સરીખા ગણનાર, રાગ
દ્વેષના નીવારક, તેર કાઠીઆના જીપક, બાવીસ પરીસહના જીપક,
દસ વીધ જતી ધર્મના પાલક, પાંચ ભેદે મહાવ્રતના પાલક, સર્વ જીવને
ઉપગારના કરનાર હે સ્વાંગી મુઢ પણે મેં તમને કલંક દીધો ઈમ

કુંચકશેઠે ઘણી રીતે ખમાવ્યા તે વારે મુંનીનો ક્રોત્ર ઉપસમ્યો, ક્ષીમા ગુણ આદર્યો. પછે કુંચકશેઠે મનમાં ચીંતવ્યું જે મેં મુંનીને જુઠો આળ ચઢાવ્યો તે મને પાપ લાગ્યો તેણે કરી મારી ગતી માઠી થશે, ઘણાં ભવ ભમીસ. ઇંમ ચીનવીને સંસાર અસાર જાણીને લક્ષ્મી સ્ત્રી ધન ધાન્ય કુટુંબ પરીવાર સર્વ અથીર જાણીને મુનીપતી રાજરૂખી પાસે કુંચક શેઠે ચારીત્ર આદર્યો. પછે બે મુંની તીહાંથી વીહાર કરતા ભવીક જીવને પ્રતીબોધ દેતા ઘણી તપસ્યા કરતા નગરને વીશે પાંચ રાત્રી ગામને વીશે એક રાત્રી ઈમ વીહાર કરતાં પંચ મહાવ્રત પાલતા અનુક્રમે શ્રી સીધખેત્ર આવ્યા, ત્યાં બે મુનીએ એક માસની સંલેખણા કરી અણસણ આદરીને પુરણ આઉખે દેવલોકને વીશે દેવતાપણે ઉપના. ત્યાં દેવતાનો ભવ પુરણ કરીને મહાવીદેહ ખેત્રને વીષે મનુષ્યપણું પામીને સીધીપદ જે મોક્ષ સ્થાનક તેહનાં સુખ પ્રત્યે પામશે સહી.



# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકનાં નામ.



**મુ. વઢવાણ શહેર.**

શ્રી જૈન જ્ઞાનોદય સભા તરફથી

૨૫ શા. સુખલાલ વિ. કલ્યાણજી પ્રેસીડેન્ટ.

૨૫ શા. લેહેરચંદ વિ. લલુભાઈ

૨૫ શા. ઓઘડભાઈ ઉજમસી-ભાઇ

૨૫ શા. ખોડીદાસ હરીભાઇ

૫ શેઠ. ઠાકરસી ડાહ્યાભાઇ

૩ સંઘવી. ચત્રભૂજ ગોવનજી

૩ શા. ગોકળ તળસીભાઇ

૨ રા. રા. ડોસાભાઇ પુંજા શ-રડફતરી

૧ રા. રા. મોહનલાલ ઉમેચંદ નાજર

૧ વોરા. થાવર ભાઈચંદ શેઠ

૧ દોશી. સુખલાલ વિ. કમળસી

૧ દોશી. લાલચંદ ગોકળ

૧ શા. લાલા જગન

૧ શા. મગનલાલ હરખચંદ

૧ દસાડી. સામજી વિ. ગફલ

૧ શા. ચત્રભુજ દેવકરણ

૧ વોરા. દામોદર વિ. કાલીદાસ

૧ વોરા. કમલસી ભુદરભાઈ

૧ કોઠારી. ત્રીકમ ચાપસી શેઠ

૧ કોઠારી. ત્રીભોવન વિ. કાન-જી પરચુરણ વકીલ

૧ શા. પરશોતમ પનજી

૧ શા. તેજપાલ પરશોતમ

૧ વકીલ કેશવજી ખોધાભાઇ

૧ વોરા. ઓઘડભાઈ નાનભાઈ

૧ સંઘવી. કસ્તુર ગોવનજી

૧ શા. વીરચંદ મલુકચંદ

૧ શા. કચરા જગન

૧ શા. લખગીચંદ ચતુરભાઇ ગાંધી.

૧ શા. લખમીચંદ ચતુર

૧ શેઠ. કપુરચંદ વિ. રતનસી

૧ શા. ડુંગરભાઈ વિ. ઠાકરસી-ભાઇ

૧ કોઠારી. રાયચંદ મુલચંદ દેવલીઆના કારભારી
૧ શા. દીપચંદ વિ. ગુલાબચંદ
૧ કોઠારી. છગનલાલ ઉજમસીભાઇ.
૧ શેઠ. લાલચંદ વિ. ચતુરભાઇ
૧ દોસી. કસ્તુર હરચંદ
૧ શા. સામજી વિ. ઠાકરસીભાઈ
૧ શેઠ. સુખલાલ વિ. ત્રીભોવનદાસ
૧ શા. જીવરાજ વેલસીભાઇ
૧ દોસી. મોહનલાલ અભજીભાઇ
૧ શા. સુખલાલ વિ. મોતીભાઈ
૧ શા. લખમીચંદ ધરમસી.

**શ્રી વઢવાણ કેમ્પ.**

૧૦ રા. રા. જીવણલાલ ફુલચંદભાઇ વકીલ
૩ શા. વીઠલ માહાદેવ
૩ શા. કેશવજી લાલચંદ
૪ રા. રા. માણેકચંદ કાનજી શ્રી મોરવાડ કામદાર
૧ શા. મોહનલાલ વસ્તુ
૧ રા. રા. ખુશાલચંદ સવાઈચંદ ગુડસ કલાર્ક.
૧ દોસી. લખમીચંદ વેલસી
૧ શા. પીતાંબર વ્રજલાલ
૧ સંઘવી. હીમજી લધુભાઇ કોટનસીલેકટર
૧ શા. નાગરભાઇ લાલચંદ
૧ શા. દેવસી અભજી
૧ શા. વ્રજલાલ ખીમચંદ કારકુન
૧ શા. સંઘજી શવજી ગારફેતીઆ
૧ ધરૂ. ડાહ્યાભાઈ નરોતમ
૧ શા. ડાહ્યાભાઈ મોતીચંદ
૧ શેઠ. મોહન રણછોડ
૧ ધરૂ. અગરશી ડાભા
૧ શા. ઉજમસી ભોલા
૧ શા. ઠાકરસી ભોલા
૧ દોસી. તળસી મોતી
૧ શા. ધેલા ભાણજી
૧ શા. ખેતસી અભજી

૧ શા. જીવણ કમલસી
૧ શા. રતનચંદ વધુચંદ
૧ ભાવશાર. લવજી વધા
૧ શા. પોપટ ભલુ
૧ શા. કસ્તુર શવજી
૧ દોસી. દોલા વીકમ
૧ દોસી. લાલચંદ વલુ
૧ શા. જેઠા નાથા
૧ ગાંધી. નાનચંદ તલકશી
૧ શા. ચતુર મુલજી
૧ દોસી. સવચંદ જેઠા
૧ શા. છગનલાલ હલુ
૧ સંઘવી. ભાઇચંદ તારાચંદ
૧ વોરા. તળસી જાદવજી
૧ ગાંધી. ટોકર કમળસી
૧ શા. ઝુઝા સંઘજી
૧ શા. હંસરાજ નાનજી
૧ કોઠારી. નાનજી સુરચંદ
૧ શા. જીવરાજ ઠાકરસી
૧ શા. લધુ રાયચંદ
૧ શા. સુખલાલ માનસંગ
૧ મોદી. ~~હેમચંદ મલુકચંદ~~
૧ શા. પનજી કશલચંદ
૧ શા. કેશવજી ગપુલ
૧ શેઠ. જેઠા પીતાંબર
૧ શા. રાયચંદ વેલસી.
૧ પારેખ. મગનલાલ જેચંદ

## શ્રી વીરમગામ.

શા. જેઠાભાઇ વિ. પ્રભુદાસની મારફત.

૫ શા. જેઠાભાઇ વિ. પ્રભુદાસ
૨ શા. જેગલ સુખલાલ
૧ શા. લલુ લાટકચંદ
૧ ઝવેરી. માણેકચંદ ખેતસી.
૧ શા. કાલીદાસ નથુ
૧ શા. દામોદર ઘેલા
૧ શા. સુખલાલ માણેકચંદ

## શ્રી ધ્રાંગધ્રા.

૫ શા. મનસુખ લાટકચંદ
૧ [illegible]ી. મનસુખ જશરાજ
૨ શા. ગલુક લાટકચંદ
૧ શા. અમીચંદ હરજી
૧ શા. વાડીલાલ હઠીશંગ
૧ શા. પ્રભુ ઓધવજી
૨ શા. ખકોર માવજી

૨ શા. વેણીચંદ કેવલદાસ
શ્રી શાલડી.

૧ શા. મોતી વધા શ્રી ડેરવાળું.

૧ શા. ઉજમસી ગગા શ્રી
ટીકર.

૧ દોસી. રાજપાલ ઓધવ

૧ પરી. ચતુર મોતીચંદ શ્રી
સીઆણી

૧ શા. ત્રીભોવન પ્રાગજી શ્રી
ટાંણા.

૧ કપુરચંદ વિ. માણેકચંદ શ્રી
સીહોર

૧ શા. દેવચંદ શંકર શ્રી દસાડા

૧ શા. વીરજી જેઠાભાઇ શ્રી
રાણપર

૧ ગાંધી. ડાહ્યા પીતાંબર શ્રી
સાણંદ

૧ પરસોતમ બેચર શ્રી રામપરૂ

૧ જેચંદ કમલસી શ્રી ધ્રાંગધ્રા

૧ ધરમસી વીરચંદ શ્રી ખાંટડી

૧ વોરા. અમુલખ શરૂપચંદ
શ્રી ધોલેરા બંદર

**શ્રી લીંબડી.**

૫ શ્રી જૈન બાળજ્ઞાન વર્ધક સભા
તરફથી

૧ શા. લેરા વ્રજપાલ

૧ દોસી. કસ્તુર વાલજી

૧ શા. ત્રંબકલાલ ઝુઝા

૧ ગાંધી. છગન સંચજી

**શ્રી પાલીતાણા.**

૧ વોરા. ફુલચંદ ગીગાભાઇ

૧ વોરા. બેચર ગાંડા

૧ વોરા. માવજી ઓધવજી

**શ્રી ઉપલેટા.**

૧ શા. ડુંગરસી વિ. જેઠાભાઇ
સ્કુલ આ. મા.

૧ જગજીવન સુંદરજી માસ્તર

૧૦ શેઠ ખીમચંદ દલીચદ શ્રી
અમદાવાદ.

# જાહેર ખબર.



સર્વે જૈન બંધુઓને ખબર આપવામાં આવે છે જે આ ચોપડી જે સાહેબોને મંગાવવાની મરજી હોય તેઓએ નીચેના ઠેકાણેથી મંગાવી લેવી. નોટપેડ પત્ર લેવામાં આવશે નહીં. ચોપડીની કીમત રૂ ૦-૪-૦ ટપાલ ખર્ચ જુદુ લેવામાં આવશે એજ.—

**વઢવાણ શેહેર**—અગારી ઓફીસમાંથી શા. સુખલાલ કલાણજી પાસે.

**લીંબડી**—પરી. નાનચંદ જેસીંગની દુકાને.

**વીરમગામ**—શા. જેઠાભાઇ પરભુદાસ.

**વઢવાણ કેમ્પ**—શા. ત્રીકમ નથુની દુકાને.

